श्री सत्सच्चिदानंद स्वरूप पूर्णब्रह्मसच्चाक्षरातीताय नमः

# " શ્રી પ્રણામિ ધર્મ-પ્રકાશ."

પ. પૂ. આચાર્ય મહારાજશ્રી

શ્રી-શ્રી. શ્રી. ધનીદાસજી મહારાજની સંમતિથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઠક્કર-કરસનદાસ જેઠાભાઇ.


આવૃત્તિ ૧ લી, પ્રત ૪,૦૦૦

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩

કિંમત રૂ. ૧-૮-૦

આ પુસ્તક મુંબઇ નં. ૧૩, ચીંચપોકલી, પરેલ રોડ પર લેડી નૉર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. સેબર પ્રેસમાં ઠા. જાદવજી પીતાંબરે છાપ્યું છે અને ઠક્કર કરસનદાસ જેઠાભાઇએ મુંબઇ નં. ૩ માંડવી, કાથા બજાર ઠા. કાનજી દામજીની ક્રુાં માંથી પ્રસિદ્ધ કર્યું છે





## પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

ઠા. કાનજી દામજીની ક્રુાં.

માંડવી કાથાબજાર, મુંબઇ નં. ૩

## ❀ શ્રી પ્રણામિ જ્ઞાનોદય મંડળ.

બનીયન સ્ટ્રીટ ચાકલા મંદીરમાં,

મુંબઇ નં. ૯

* આ મંડળીનો ઉદ્દેશ ધર્મનું જ્ઞાન અને તેની ઉન્નતિ કરવાનું છે. જેમાં માસીક આઠ આના આપી મેમ્બર થઇ શકાય છે.



પરમહંસ મહારાજશ્રી દયાલદાસજી. ગુરૂ શ્રી રતનદાસજી.
જન્મ સંવત ૧૯૧૮ કાર્તક સુદ ૨.

# अर्पण पत्रिका.

अनिर्वाच्यां विद्याद्वितय सचिवस्य प्रभवतो
विवर्तः यस्यैते वियद् निलतेजोऽबवनयः
यतश्चाभूद्विश्वं चरमचर मुच्चा वचमिदं
नमामस्त ब्रह्मापरिमित सुखं ज्ञानममतं ॥ १ ॥

निवेदक सेवक किशनदासकी नम्र विनय श्री श्री श्री श्री श्री परम हंस महाराज श्री दयालदासजीके चरणकमलोंमे पूर्व समयमे हमारे प्रणामी धर्मरूप कुवलय वनको प्रफुलित करनेवाले बहुतसे महात्मा पुरुष हुए है जो अंशुमाली भगवानकी शुभ्र किरण सदृश अपना प्रतिमाशाली पवित्र ज्ञानका विस्तार कियाथा हाल उनमहात्माओके सदृश श्री महाराज दयालदासजी हमको दृष्टिगोचर होते है. हमने प्रणामी धर्म विषयके जो ज्ञान प्राप्त किया है ओ आपहींकी कृपासें प्राप्त किया है उसका प्रत्युपकार यावदला मै दूसरे साधनोंसे नही योग्य समझता इसके बदलेमे मै यह प्रणामी धर्म प्रकाश ग्रंथ आपको समर्पण करताहूं आप स्वीकार कीजिए ॥

आपका दासानुदास,

सेवक, कृष्णदास जेठाभाईका

दंडवत प्रणाम.

# पं. श्यामशरण शास्त्री प्रणामी धर्म प्रकाशके प्रती मेरी सहानुभुति.

मैं इस प्रणामी धर्म प्रकाश ग्रन्थको आदिसें अन्त तक अवलोकन किया है इसमे संदर्भ युक्त रचनापदसौंदर्य लालित्यता और विषय परिपूर्ण हैं । इसमें प्रथम सृष्टिके अवसानमें अपनी शक्तियोंके साथ ब्रह्मका लिलाविहार, तत्पश्चात् अक्षरके रचेहुए इस ब्रह्माणुके देखनकी शक्तियोंकी इच्छा अक्षरको ब्रह्मानन्दलीला देखनेका मनोरथ । पुनः अक्षरातीतके आवरणसें सखियों तथा अक्षरको अपने स्वरूपकी विस्मृति स्वप्नके सूरतद्वारा ब्रह्मशक्तियों तथा अक्षरात्माको ब्रजमंडलमें आना ब्रजसें रासमे जाना सुषोप्ति और स्वप्न अवस्थासें ब्रजरासके सुखदुखका अनुभव थोडे समयके लिए धाम जाना फिर अवशेष मनोरथके हेतुसे बुद्धावतार सद्गुरू श्रीदेवचन्द्रजीको तथा श्री प्राणनाथजीको और सर्व साथको इस तीसरे जागनीके ब्रह्मांडमे आना इत्यादि प्रणामी धर्मका सर्व मंतव्य इसमे आ गया है और श्रौतस्मार्त प्रमाणोंसे युक्त है इसग्रंन्थके रचनांकी सैली तथा श्रेष्ठता पढनेहीसे ज्ञात होगा इस ग्रन्थके तयार करानेसें श्री सेठ किशनदासजीका परम उपकार मांनता हूं सेठजीने अपने धार्मिक प्रेमके उदार आशयका आदर्श बनादिया है और सुन्दर साथका परम उपकार किया है । आशा करताहूं के भविष्यमेंभी इसी प्रकार आप धार्मिक उन्नती करते रहोगे ॥

पं. श्यामशरण शास्त्री.

"श्रीमत् सप्राटक्षरातीतो विजयततरा"

श्रीप्रणामि धर्म प्रकाश ग्रन्थने माटे श्री नूतनपूरी जामनगरना महाराज श्री छोटालालजी हीरालालजी तरफथी मळेलो अभिप्राय (सर्टीफिकेट)

જામનગર તા-૧૯-૪-૩૨

શ્રીયુત શેઠ શ્રી કરસનદાસ જેઠાભાઈ મુંબઇ

આપના તરફથી શુદ્ધ સરળ અને સાદી. ગુજરાતી ભાષામાં બહાર પડેલ શ્રીપ્રણામિધર્મપ્રકાશ નામનો ગ્રન્થ આદ્યંત વાંચી. હું અતિસય પ્રસન્ન થાઉં છું. ને ગ્રન્થ પ્રણામિધર્મના પૂજનીય ગ્રન્થ વાણી તથા પુરાણ.સંહિતા તથા માહેશ્વરતંત્ર શ્રીમદ્ભાગવત શ્રીમદ્ ભગવદ્ગીતા વિગેરે ગ્રન્થોમાંથી દોહાનકરી લખવામાં આવેલ છે.

આ ગ્રન્થ વાંચવાથી પ્રણામિધર્મના ખરેખરા તત્વની ઇચ્છા રાખનાર પ્રણામિધર્માવલંબીઓ તેમજ ઇતર ધર્માવિલંબીઓને પણ પ્રણામિધર્મનું ખરેખરૂં રહસ્ય અને તે ધર્મની સર્વોતમતા સારીરીતે જાણવામાં આવી શકે તેમ છે, માટે હરેક પ્રણામિધર્મા વલંબીઓને અને બીજા ઓને આ ગ્રન્થ વાંચવાની અને તેનું મનન કરવાની હું ખાસ ભલામણ કરૂં છું

આપણા સંપ્રદાયના થોડા ગ્રન્થો સંસ્કૃત અને હિંદી ભાષામાં બહાર પડેલા જોવામાં આવે છે, પરન્તુ ગુજરાતી ભાષામાં રચાયેલ આપણા ધર્મનો એક પણ ગ્રન્થ આજ દિવસ સુધીમાં મારા જોવામાં આવેલ નથી તેથી ઉપર લખેલ ભાષાઓને નહિં જાણનાર પ્રણામિધર્માવિલંબીઓ આપણા ધર્મના ખરેખરા સિદ્ધાન્તથી અજ્ઞાન જેવા રહ્યા કરે છે, તો હવે આ ગુજરાતી ભાષામાં રચાએલ

આ ગ્રન્થ વાંચવાથી, સર્વ કોઈનાથી પણ આપણા ધર્મનું ખરેખરૂ તત્વ સ્પષ્ટ રીતે જાણી શકાશે.

આપણા ધર્મ ઉપર આપની અચળ નિષ્ટા, દેવ ગુરૂ તરફ સદ્દભાવ અને ધર્મશાસ્ત્રના ગ્રન્થો વાંચવા સાંભળવા અને રચાવી બહાર પાડવાનો આપનો ઉત્સાહ જોઈ હું અત્યંત પ્રસન્ન થઈ આપના આ પ્રથમ પ્રયાસને માટે આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું.

આપણા ધર્મનો પ્રચાર કરવામાં આપ પરમોત્સાહ ધરાવો છો, તેથી હું આપને વિદિત કરૂં છું કે જેવી રીતે આ ગ્રન્થ બહાર પાડેલ છે તેવીજ રીતે હજુ પણ ભવિષ્યમાં આપ આવી જાતના પ્રયત્નો જારી રાખશો, તો આપણો ધર્મ ઘણોજ પ્રસિધ્ધિમાં આવી શકશે. આપે કર્તવ્યપરાયણ થઈ આપણા ધર્મની જે પ્રસંસનીય સેવા બજાવી છે તે માટે આપને અનેક ધન્યવાદો ઘટે છે.

લિ. આપનો શુભાભિલાષી

મહારાજ શ્રીછોટાલાલજી હીરાલાલજીના

શુભાશીષ સપ્રેમ સ્વીકારશો.

# પ્રણામી મત સિદ્ધાંત.

(૧) પ્રણામિધર્મમાં સત્‌ચિત્‌ અને આનંદમય, શુધ્ધ, સાકર, કિશોર દિવ્યસ્વરૂપ, અનંત, સ્વલીલાદ્વૈત, અને નામ, રૂપ, ધામ, અને લીલાથી સંયુક્ત અક્ષરાતીત પરબ્રહ્મની ઉપાસના કરવાનું કહેલું છે.

(૨) સ્થૂલ જાગ્રદવસ્થા. સૂક્ષ્મ સ્વપ્નાવસ્થા, કારણ સુષુપ્તિ અવસ્થા, અને મહાકારણ તુર્યાવસ્થાથી અને સમષ્ટિ અને વ્યષ્ટિ પ્રપંચથી બ્રહ્મસ્વરૂપ ભિન્ન છે.

(૩) બ્રહ્મપ્રાપ્તિનું મુખ્ય સાધન પ્રેમલક્ષણા ભક્તિ છે.

(૪) પ્રત્યક્ષ અનુમાન ઉપમાન, અને શબ્દ એ ચાર પ્રમાણોમાંથી શબ્દ પ્રમાણથી બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન થઇ શકે છે.

(૫) પ્રણામિધર્મમાં તારતમ્યજ્ઞાનને મુખ્ય માનેલ છે.

(૬) ક્ષર, અક્ષર, અને અક્ષરાતીત આ ત્રણ પુરૂષો છે, તેમાં માયાના કાર્યભૂત ચૌદ બ્રહ્માંડ ક્ષરનો લોક છે. બ્રહ્મપુર અક્ષરનો લોક છે. અને દિવ્ય બ્રહ્મપુર અક્ષરાતીતનો લોક છે. ક્ષર લોકને સ્વપ્ન સમાન મિથ્યા માનેલ છે, અક્ષર અને અક્ષરાતીતના લોકને અખંડ માનેલ છે જે સ્વજાતી ભેદથી બ્રહ્મનું સ્વરૂપ છે.

(૭) જીવ સૃષ્ટિ, ઇશ્વર સૃષ્ટિ, અને બ્રહ્મસૃષ્ટિ આવી રીતે ત્રણ પ્રકારની સૃષ્ટિ કહેલી છે.

(૮) મુક્ત મુમુક્ષુ અને વિષયી આવી રીતે જીવ ત્રણ પ્રકારના છે, તેમાં બ્રહ્મસૃષ્ટિ એ મુક્ત છે, ઇશ્વર સૃષ્ટિ મુમુક્ષુ છે, અને જીવસૃષ્ટિ વિષયી છે.

(૯) કાર્યરૂપ પ્રકૃતિ, કાર્યોપાધિજીવ, અને ઇશ્વર નાશવંત છે. કેવળ બ્રહ્મસ્વરૂપ અને બ્રહ્મશક્તિ અનાદિ છે.

(૧૦) તારતમ્ય રૂગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ આ ચાર વેદોને સ્વતઃ પ્રમાણ માનેલ છે, અને વેદોને અનુકૂળ બીજા ગ્રન્થોને પરતઃ પ્રમાણ માનેલ છે.

(૧૧) પ્રણામિ ધર્મમાં બ્રહ્માના અવતારને અને મૂર્તિપૂજનને માનવામાં આવતું નથી.

---

## શ્રીમન્નિજાનંદીય સંપ્રદાય.

પ્રણામિ સંપ્રદાયમાં બ્રહ્માનંદને સદગુરૂ માનેલ છે. અક્ષર ભગવાનને સૂત્ર માનેલ છે. જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ. એ ત્રણ અવસ્થાથી પર, ચેતના શકિતવાળું ચિદરૂપ અને ઉપમા વગરનું બ્રહ્મસ્વરૂપને શિખા માનેલ છે. શ્રીપુરૂષોતમ અક્ષરાતીત પરમાત્માની ઉપાસના કરવી. ચિદાનંદ ગોત્ર જાણવું. પર કિશોરાવસ્થાવાળા અક્ષરાતીત પરમાત્માને ઇષ્ટ દેવ માનવા, પતિવૃત્તપણાંને બ્રહ્મ પ્રાપ્તિનું સાધન માનવું. જે તારતમ્ય મંત્ર કહેવાય છે તે યુગલ કિશોર સ્વરૂપનો જપ કરવો. બ્રહ્મ વિદ્યારૂપી દેવી છે. નૌતમપુરી યાત્રાનું સ્થળ છે. એકસો આઠ શાખાઓ છે, ગોલોક શાળા છે, જ્યાં જવાથી બધા શોકનો નાશ થઇ જાય છે એવા સદગુરૂનું ચરણ કમળ ક્ષેત્ર છે. નિત્ય વૃન્દાવનને સુખનો વિલાસ માનેલ છે, ચારે વેદોનો સારભૂત સુષમવેદ છે. યમુનાજીને તીર્થ માનેલ છે, શ્રીમદભાગવત પુરાણનું શ્રવણ કરવું, પ્રકટ થયેલા બુધ્ધને જાણવું તે જ્ઞાન કહેલ છે. અથવા તો બુધ્ધિના વિકાસને જ્ઞાન કહેલ છે, આનંદરૂપ શ્યામાજી કુલનું મૂળ છે, નિત્ય વિહારને ફળ માનેલ છે, દિવ્યબ્રહ્મપુર ધામ છે, અક્ષરાતીત ભગવાનનું નિવાસ્થાન ઘર છે અને નિજાનંદ નામનો સંપ્રદાય છે.

# શ્રી પ્રણામિ ધર્મ પ્રકાશ.

## ભૂમિકા.

શ્રી મત્સચ્ચિદાનંદ સ્વરૂપ, સર્વ શક્તિમાન, સર્વવ્યાપક, સર્વાધ્યક્ષ દેશ કાલ વસ્તુ પરિચ્છિન્ન, જગદુત્પત્તિ સ્થિતિ સંહારકારક પૂર્ણ બ્રહ્મ પરમાત્માની, ત્રિગુણાત્મક માયાશક્તિથી, વિરચિત વિશ્વમાં પૂર્વ ભવના કર્માનુસાર, ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ જાતિમાં ઉત્પન્ન થયેલ મનુષ્યોએ, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ આ ચતુર્વિધ પુરૂષાર્થ સાધવાને પરમ પ્રયત્ન કરવો જોઇએ કારણ કે મનુષ્ય માત્રને માટે તે (ચતુર્વિધ પુરૂષાર્થ) સાધવાની અનેક શાસ્ત્રોમાં આવશ્યકતા જણાવેલ છે.

ચતુર્વિધ પુરૂષાર્થ છે તેમાં જે ધર્મ છે તેનાથી પૂર્વ જન્મનાં અને આ જન્મનાં અનેક પાપ કર્મો પ્રશાંત થવા પામે છે. તે ધર્મથી અર્થ અને કામ તેમજ ઉત્તમ ગતિ કે મોક્ષ સંપ્રાપ્ત થાય છે. તેથી પુરૂષાર્થોમાં ધર્મને પ્રથમ ગણવામાં આવેલ છે. અને તે ધર્મ સર્વત્ર શ્રેયઃસાધક હોવાથી, તેને સર્વોત્તમ માનવામાં આવેલ છે.

આ જગતમાં કેટલાએક પ્રચલિત ધર્મો છે, તેમાં કેટલાક સદ્ ધર્મો છે અને કેટલાક ઉપ ધર્મો છે. જે ધર્મનું વેદ, શાસ્ત્ર, ઇતિહાસ, અને પુરાણોમાં પ્રતિપાદન કરેલું હોય, જે નિર્ગુણ સગુણની બાબત સિવાય, બીજી બધી બાબતમાં ઇતર ધર્મોને મળતો આવતો હોય, જે અનેક અનુભવી વિદ્વાનોએ શ્રુતિ, યુક્તિ, અને અનુભવથી, પસંદ કરેલ હોય, અને જે ધર્મમાં કંઇ પણ દોષ નો અંશ ન હોવાથી, પોતાને પસંદ પડતો હોય તે સદ્ ધર્મ જાણવો. અને જેમાં ઉપર લખેલ લક્ષણો ન હોય, અને ઘણે ભાગે કલ્પિત જેવો હોય તે ઉપ ધર્મ ગણવો.

સદ્ધર્મ અને ઉપધર્મ જાણવાની સાધારણ રીતે માણસોમાં બુદ્ધિ હોતી નથી, માટે તે જાણવાને માટે વેદ, શાસ્ત્રમાં પ્રવીણતા ધરાવનાર, દાક્ષિણ્યાદિ અનેક સદ્ગુણસંપન્ન, વેદવિહિત નિત્ય અને નૈમિત્તિક કર્મને કરનાર, ધર્મધુરંધર, પરમ કૃપાળુ સદ્ગુરૂના ચરણકમળની સેવા કરવાની ખાસ આવશ્યકતા છે.

કાયિક, વાચિક, માનસિક, અને આર્થિક સેવાથી પ્રસન્ન થયેલ સદ્ગુરૂના ધર્મોપદેશથી, જ્ઞાન સંપાદન કરનાર, શિષ્ય, વાણી અને અને મનથી અગોચર સચ્ચિદાનંદ પૂર્ણ બ્રહ્મ પરમાત્માના સત્ય સ્વરૂપને જાણી શકે છે અને તેથી તે કૃતાર્થ થાય છે. ધર્મોપદેશ મેળવવામાં ઉપર લખેલા ગુણવાળા, સદ્ગુરૂ કે ધર્માચાર્યની આવશ્યકતા છે. પરંતુ તેવા સદ્ગુરૂ કે ધર્માચાર્યના સમાગમમાં વધારે વખત રહી શકવાનું સાધારણ રીતે બની શકતું નથી. તેથી સદ્ગુરૂએ જે ધર્મનો ઉપદેશ આપેલ હોય તે ધર્મનાં પુસ્તકોનું સદાને માટે પરિશીલન કરવું જરૂરનું છે.

કેટલાએક ધર્મ ગ્રન્થો સંસ્કૃત ભાષામાં લખાયેલા છે, અને કેટલાએક હિંદી ભાષામાં લખાયેલા છે. ઉપરની બે ભાષાઓને નહિ જાણનાર માણસને ધર્મનું તત્વ ધ્યાનમાં આવી શકતું નથી. તેથી ધર્મના સંબંધમાં તેના મનમાં અનેક પ્રકારની શંકાઓ ઉત્પન્ન થયા કરે છે અને કેટલાએક તો પોતાનો ધર્મ પરિત્યાગ કરી બીજાના ધર્મનો સ્વીકાર કરે છે. આવી રીતે પ્રણામિ ધર્માવલંબીઓમાં પણ થવાનું જાણવામાં આવતાં, પ્રણામિ ધર્મના, મુખ્ય ગ્રન્થ શ્રીમુખ વાણીમાં સવિસ્તર રીતે વર્ણન કરેલ, ધર્મતત્વને સંક્ષિપ્ત રીતે જણાવનાર, આ પ્રણામિ ધર્મ પ્રકાશ નામનો ગ્રન્થ શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં લખી બહાર પાડવામાં આવેલ છે. આ ગ્રન્થ આદ્યંત વાંચવાથી, પ્રણામિ ધર્મનો સિદ્ધાંત શું છે તે વાંચક વર્ગને સારી રીતે જાણવામાં આવી શકે તેમ છે

માટે આ ધર્મ પુસ્તકનું અનેક વાર પરિશીલન કરવા અમો દરેક પ્રણામિ ધર્માવિલંબીને સપ્રણામ વિજ્ઞપ્તિ કરીએ છીએ.

આ ગ્રન્થ અમોએ નૂતનપુરી (જામનગર) નિવાસી, શ્રી ખીજડા મંદિરના વ્યાસ અને પ્રણામિ ધર્મનું સારૂં જ્ઞાન ધરાવનાર અને વેદ શાસ્ત્ર સંપન્ન શાસ્ત્રી પોપટભાઇ વેલારામની પાસે લખાવેલ છે. આ ગ્રન્થ લખવામાં તેઓએ જે પરિશ્રમ લીધેલ છે તે માટે તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આ ગ્રન્થ લખવામાં શ્રી મુખ વાણી સંબંધિ આધ્યિત્ય જ્ઞાન ધરાવનાર, પ્રણામિ, ધર્માવલંબી, અને પ્રણામિ ધર્મની પ્રણાલિકા અને સિદ્ધાંતને સારી રીતે સમજનાર, રાજકોટનિવાસી, શ્રીયુત વૈદ્યરાજ ગૌરીશંકરભાઇ હરિશંકરે આ ગ્રન્થના લેખક શાસ્ત્રીજી પોપટભાઇ વેલારામને શ્રી મુખ વાણીમાંના અગત્યના પ્રસંગો પુરા પાડી, અને ફુટ નોટો આપી, જે સહાયતા આપેલ છે તે માટે ધન્યવાદપૂર્વક તેઓનો મોટો આભાર માનવામાં આવે છે.

પ્રણામિ ધર્મનો વધારે પ્રમાણમાં પ્રચાર થવા માટે ઘણા દિવસો થયા મારા મનમાં વિચારો થતા હતા પરંતુ સંપ્રદાયના ગ્રન્થોનો મને જોઇએ તેવો અભ્યાસ નહિ હોવાથી, તેમજ આ ધર્મના ગ્રન્થોનું શ્રી મુખ (વાણી વિતકો વિગેરે) સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર, તેની સાથે શાસ્ત્રમાં નિપુર્ણતા ધરાવનાર કોઇપણ અનુભવી વિદ્વાનનો સમાગમ ન થતાં, મારો વિચાર કેટલાક દિવસો સુધી આગળ વધવા પામ્યો ન હતો પરંતુ કાર્ય પ્રસંગને લઇને, મારૂં રાજકોટ ખાતે રહેવાનું થતાં, અને ત્યાં રા. રા. વૈદ્યરાજ ગૌરીશંકરભાઇ, કે જેઓ પ્રણામિ ધર્મના અનુયાયી છે, અને આ ધર્મ ઉપર સંપૂર્ણ આસ્થા ધરાવે છે. તેમજ જેઓએ, મુંબઇ ખાતે મહારાજ શ્રી ખિલાવન દાસજી પાસે લાંબો વખત રહી, આદ્યંત શ્રી મુખ વાણીનો અને તે ઉપરાંત પ્રણામિ સંપ્રદાયના ગ્રન્થોનો સારી રીતે અભ્યાસ કરેલ છે, તેઓનો વધારે સમાગમ

થતાં, મારી ઇચ્છા અનુસાર તેઓની પણ લાંબો વખત થયા આ ધર્મનો વધારે પ્રચાર કરવાની ઇચ્છામારા જાણુવામાં આવતાં તેઓની સૂચનાનુસાર આ પ્રણામિ ધર્મ પ્રકાશ નામનો ગ્રન્થ મેં રચાવેલ છે.

આ ગ્રન્થ લખાતાં નિષ્કામ રીતે રા. રા. ગૌરીશંકરભાઇએ ઘણોજ પરિશ્રમ લીધેલ છે. તે માટે ફરીને તેઓનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

આ ગ્રન્થ લખવામાં શાસ્ત્રીજીના ચિ. વૈદ્ય કાળીદાસ ભાઇએ જે લખવાનું કામ કરેલ છે, તે માટે તેઓનો પણ અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.અને આ ગ્રન્થની કોપીઓ છપાવવામાં" શ્રી પ્રણામી જ્ઞાનોદય મંડલ" નાં મેમ્બરો જે પરીશ્રમ લીધો છે તે માટે તેઓનો પણ અંતઃપૂર્વક આભાર માનવામાં આવે છે.

હવે હું છેવટ પ્રણામિ ધર્માવલંબીઓમિ સપ્રણામ વિજ્ઞપ્તિ કરૂં છું કે જેવી રીતે આ ગ્રન્થ ગુજરાતી ભાષામાં છપાએલ છે, તેવી રીતે હજુ પણ બીજા પ્રણામિ મત સિદ્ધાંત પ્રદર્શક ગ્રન્થો ગુજરાતી ભાષામાં લખાવી બહાર પાડવા મારો વિચાર છે. તો મારા પ્રથમ પ્રયાસને પ્રસન્નતાપૂર્વક અનુમોદન આપી, આવા આપણા ધર્મના પવિત્ર ગ્રન્થો લખવામાં સહાને માટે યથાશકિત સહાયતા આપશો તો મારો વિચાર લાંબો વખત સુધી અખંડ સ્થિતિમાં રહી શકશે અને આપણા ધર્મના કેટલાએક ઉપયોગી વિષયો બહાર પડતાં, આપણા ધર્મનું ખરેખરૂં તત્વ દુનિયામાં સારી રીતે પ્રસિદ્ધિમાં આવી શકશે. અને તેથી પ્રણામિ ધર્મા વલંબીઓનું પરમ કલ્યાણ થશે. આ ગ્રન્થ પ્રણામિ ધર્મનો મહાન ગ્રન્થ શ્રીમુખ વાણી અને તે પછીના ગ્રન્થો તેમજ વેદ શાસ્ત્ર. ઇતિહાસ અને પુરાણને આધારે સંક્ષિપ્ત રીતે લખાયેલ છે અને અમારો આ પ્રથમ પ્રયાસ છે તેથી તેમાં કોઇ પણ સ્થળે ન્યુનાધિકતા જોવામાં આવે તે વાંચકવૃંદ ક્ષમા કરશે. એવી આશા છે.

પ્રકાશક
કરશનદાસ જેઠાભાઇના
સવિનય પ્રણામ.

# પ્રસ્તાવના.

આ જગતમાં જેવી રીતે, શૈવ, વૈષ્ણવ, રામાનુજ વગેરે સંપ્રદાયો આર્યલોકોમાં દીર્ઘ સમયથી પ્રચલિત છે. તેવીરીતે આ પ્રણામિ સંપ્રદાય પણ આર્યાવર્તમાં લાંબો વખત થયાં સારી રીતે પ્રચલિત થયેલ છે.

પ્રણામિ ધર્મના સિધ્ધાંતનું વેદ, ઉપનિષદ, ઇતિહાસ, પુરાણ, અને ઇતર શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલું છે તેથી તે સંપ્રદાય પ્રમાણ ભૂત. મનાય છે.

પ્રણામિ ધર્મના પ્રકાશક, અને સંસ્થાપક મુખ્ય સદ્‌ગુરૂ આચાર્યશ્રી, ૧૦૮ દેવચંદ્રજી મહારાજ થયા હતા. તેઓ પરમધામની વાસનાવાળા હતા, અને તેઓએ પૃથ્વીમાં અવતાર લઇને નૂતનપુરીમાં શ્રીકૃષ્ણ પ્રણામિ ધર્મની સ્થાપના કરી તેનો સારી રીતે ફેલાવો કરેલ છે. ત્યાર પછી તેઓના મુખ્ય શિષ્યશ્રી, શ્રીજીસાહેબજી નામના સદ્‌ગુરૂ આચાર્ય થયા હતા. તેઓએ પોતાના ગુરૂના સદુપદેશથી અઢાર હજાર ચોપાઇનો શ્રીમુખવાણી નામનો કુલજમ: સ્વરૂપ નામનો ગ્રન્થ હિંદી વગેરે જુદી જુદી ભાષાઓમાં લખાયેલો છે જેથી તેનો અર્થ સાધારણ બુધ્ધિના માણસથી જાણી શકાતો નથી. તેશ્રીમુખવાણી નામના ગ્રન્થમાંનાં અમુક અમુક સ્થળો એવાંતો ગહન છે કે જેનું ખરેખરૂં રહસ્ય ગુરૂ વગર જાણી શકાતું નથી.

પ્રણામિધર્મના મુખ્ય આચાર્યોએ [1]આઠ પ્રકારની મૂર્તિઓમાંથી વાણીરૂપે લેખ્યા મૂર્તિ પુસ્તકને ઇષ્ટ દેવતા તરીકે માનેલ છે. અને મંદિરોમાં પણ મૂર્તિને સ્થળે તેની પૂજા કરેલ છે.

---

૧ શાસ્ત્રમાં મૂર્તિઓ આઠ પ્રકારની લખેલી છે. તે નીચે પ્રમાણે ૧ સુવર્ણાદિ ધાતુની ૨ પાષાણની, ૩ કાષ્ટની, ૪ લેખ્યામૂર્તિ (પુસ્તકરૂપી) ૫ લેપ્યા. ૬ સૈકતી (વિજુની) ૭ મનોમયી ૮ મણિમયી.

આજ દિવસ સુધીમાં પ્રણામિ સંપ્રદાયના સિધ્ધાંતને જણાવનારા નાના મોટા હિંદી અને સંસ્કૃત વગેરે જુદી જુદી ભાષામાં રચાયેલા ગ્રન્થો નજરે પડે છે. પરંતુ તેના સિધ્ધાંતને સ્પષ્ટ રીતે જણાવનારો એક પણ ગ્રન્થ ગુજરાતી ભાષામાં લખાયેલો નહિ હોવાથી, કેટલાક કેવળ ગુજરાતી ભાષા જાણનારા પ્રણામિધર્માનુયાયીઓ પણ આ ધર્મના ખરેખરા રહસ્યથી અજ્ઞાત રહયા કરે છે. આ કારણને લઇને આ પ્રણામિધર્મ પ્રકાશ નામનો ગ્રન્થ કે જેમાં સંક્ષેપ રીતે પ્રણામિધર્મના સિધ્ધાંતોનું વર્ણન કરેલ છે તે શુધ્ધ અને સાદી ગુજરાતી ભાષામાં રચેલ છે.

પ્રણામિધર્મ, તેની ઉત્તમતા, તેનો સિધ્ધાંત, તેના ઉપસ્યદેવ, તેની ઉપાસના અને તેનું સ્થાન, આ વગેરે જણાવવું. એ આ ગ્રન્થ રચવાનો મુખ્ય ઉદ્દેશ છે.

આ ગ્રંથ વાંચવાથી, પ્રણામિધર્માનુયાયીઓને, તેમજ ઇતર ધર્માવલંબીઓને પણ પ્રણામિધર્મનું ખરેખરૂં રહસ્ય, સારી રીતે જાણવામાં આવી શકે તેમ છે માટે આ ગ્રન્થ આદ્યંત વાંચવા અને વિચારવાની અમે વાંચક વૃન્દને ખાસ ભલામણ કરીએ છીએ.

આ પ્રણામિધર્મપ્રકાશ નામનો ગ્રન્થ આદ્યંત વાંચવાથી, સવ કોઇથી પણ આ પ્રણામિધર્મની સર્વોત્કૃષ્ટતા સારી રીતે જાણવામાં આવી શકશે. ગુજરાતી ભાષા જાણનાર પ્રણામિ સંપ્રદાનુયાયીઓ આ ગ્રન્થનું રહસ્ય જાણવા પ્રયત્ન કરશે તો અમો અમારા શ્રમને સફળ થયો માનીશું.

લી. આપનો

ઠક્કર કરસનદાસ જેઠાભાઇ ના

સસ્નેહ પ્રણામ પ્રસન્નતા

પૂર્વક સ્વીકારશો.

# થોડા વખતમાં બહાર પડસે.

## "શ્રી પ્રણામિ મત સિદ્ધાંત"

નામનું પુસ્તક.

જેમાં આઠ પ્રકરણ છે અને તેનો ટુંક સાર નીચે લખ્યા મુજબ છે.

પહેલા પ્રકરણમાં પરમેશ્વરની માયાશક્તિથી જગતની ઉત્પત્તિનું સવિસ્તર વર્ણન કરેલ છે. બીજા પ્રકરણમાં સાત પાતાલ અને ઉપરના સાત લોકો એ પ્રમાણે ચૌદ લોકોનું અને છેવટમાં અઠ્ઠાવીસ નરકોનું પણ વર્ણન કરેલ છે આ ઉપરાંત અષ્ટઆવરણથી પર મહત્તત્વ, અહંકાર જ્યોતિઃસ્વરૂપ સૂન્ય, નિરંજન, નિરાકાર અને તે ઉપર વૈકુંઠ લોક અને શિવ લોક, ગો. લોક અને અક્ષર ધામની સ્થિતિ જણાવેલ છે., ત્રીજા પ્રકરણમાં સચ્ચિદાનંદ સ્વરૂપ પૂર્ણ બ્રહ્મ અક્ષરાતીત પરમાત્માના પરમ ધામનું અને તેમાંના તેઓના વિહારનું સારી રીતે વર્ણન કરેલ છે. ચોથા પ્રકરણમાં ઈતર ધર્માવલંબિઓની સાથે પ્રણામિ ધર્માવલંબીઓએ મહનાવલી નામના નગરમાં શાસ્રાર્થ કરી તેઓને હરાવી દિગ્વિજય કર્યો તે પ્રસંગ લખેલ છે. પાંચમા, છઠ્ઠા, સાતમા અને આઠમા પ્રકરણમાં ગુરૂશિષ્ય સંવાદ નામનો મોટો વિષય લખી તેમાં બધી રીતે પ્રણામિ ધર્મની સર્વોત્કૃષ્ટતા જણાવેલી છે. આ પ્રમાણે ગ્રંથ સારી રીતે શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં તૈયાર કરાવેલ છે કે જે પ્રણામિ ધર્માનુયાયીઓને પરમપયોગી થઈ પડે તેમ છે માટે મજકુર ગ્રંથ લેનારની ઈચ્છાવાળાઓએ અગાઉથી અમોને ખબર લખવાને વિનંતી કરવામાં આવે છે. જેની કીંમત રૂ. ૨–૦–૦ પોષ્ટ ખર્ચ જુદુ

ઠેકાણું:
કાનજી દામજીની કું.
માંડવી કાથાબજાર
મુંબઈ નં. ૩

લી. સેવક.
કરસનદાસ જેઠાભાઈ.

# નિજાનંદ સંપ્રદાયાવલંબી વાંચક વૃંન્દને વિશેષ વિજ્ઞપ્તિ.

(૧ આ પ્રણામિધર્મ પ્રકાશ નામના ગ્રન્થમાં જે કોઇ સ્થળે સખી શબ્દ આવે ત્યારે તેનો જહલ્લાલક્ષણાવૃત્તિથી (ભાગ ત્યાગ લક્ષણા વૃત્તિથી) શક્તિ એવો અર્થ કરવો. કોઈ કોઇ સ્થળે સખી શબ્દનો અર્થ બ્રહ્મશક્તિ અથવા તો આનંદ શકિત એવો પણ અર્થ કરવામાં આવે છે

જો કે આ પ્રસંગ આ ગ્રન્થની શરૂઆતમાં પૂર્ણબ્રહ્મ અક્ષરાતીત પરમાત્માના વર્ણનમાં લખાઇ ગગેલ છે તો પણ વિશેષ સ્પષ્ટીકરણ કરવા માટે ફરીને આ પ્રસંગ લખી જણાવવામાં આવેલ છે.

(૨) પ્રણામિધર્મ ગ્રન્થોમાં એક મહારાસ અને બીજો પ્રતિબિંબરાસ એ પ્રમાણે બે પ્રકારની રાસલીલા લખેલ છે, મહારાસમાં બાર હજાર બ્રહ્મસૃષ્ટિ અને ચોવીશ હજાર ઈશ્વર સૃષ્ટિની સુરતાઓ સામેલ થાય છે, બીજા પ્રતિબિંબ રાસમાં વેહરચાઓ અને બીજી વ્રજવધુઓ સામેલ થાય છે,

પ્રતિબિંબ રાસને કરનાર ગોલોકવાસી શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ છે તે ગોલોકવાસી ભગવાનની સાત દિવસ અને ચાર દિવસ એ પ્રમાણે અગીઆર દિવસની લીલા છે.

રાસ પ્રસંગમાં આ પ્રસંગ ખાસ ધ્યાનમાં રાખવા જેવા હોવાથી આ વિશેષ સૂચના લખી જણાવવામાં આવેલ છે આ પ્રસંગનું સવિસ્તાર વર્ણન શ્રીમુખવાણીમાં લખેલ છે.

# અનુક્રમણિકા. સાંકળીઉ.

श्रीमत्सच्चिदानंद स्वरूप पूर्णब्रह्मसम्राऽक्षरातीतो विजयते तराम् ।

# શ્રી પ્રણામિ ધર્મ પ્રકાશ.

## પ્રકાશ ૧.

બ્રહ્માદિ દેવતાઓની પ્રાર્થનાથી, અધર્મ અને દુષ્ટ પુરૂષોના નાશને માટે અને સદ્ધર્મ અને સત્પુરૂષોનાં સંરક્ષણ કરવા માટે દ્વાપર યુગમાં યદુકુળમાં વસુદેવ અને દેવકીથી અવતરી, ગોકુલ અને મથુરામાં કેટલાંએક અમાનુષ કર્મો કર્યા પછી શ્રી કૃષ્ણ ભગવાને મહાભારતના યુદ્ધમાં પોતાના પરમ ભક્ત અર્જુનને ઉત્પન્ન થયેલ અજ્ઞાનની નિવૃત્તિને માટે અને આત્મ જ્ઞાનનો તેમજ બીજી કેટલીક ઉપયોગી બાબતોનો ઉપદેશ કરવા માટે વેદ, ઉપનિષદ્, પુરાણ, ઇતિહાસ, અને ષટ્ શાસ્ત્રના સારભૂત સ્વમુખેથી કહી સંભળાવેલ અઢાર અધ્યાયની શ્રીમદ્ભગવદ્ગીતાના પંદરમા અ. * સોળ, સત્તર, અને અઢાર એ ત્રણે શ્લોકોમાં ક્ષર,

---

* द्वाविमौपुरुषौ लोके क्षरश्चाक्षरएवच । क्षरःसर्वाणि भूतानिकूटस्थोऽक्षर उच्यते ।

गीता. अ. १५ श्लो १६.

उत्तमःपुरुषस्त्वन्यः परमात्मेत्युयाहृतः । योलोकत्रयमाविश्य, बिभर्त्यव्ययईश्वरः ॥

गीता. अ. १५ श्लो १७.

यस्मात्क्षरमतीतोहमक्षरादपि चोत्तमः । अतोऽस्मिंलोके वेदेचप्रथितः पुरुषोत्तमः ॥

गीताः अ. १५ श्लो. १८.

**ભાવાર્થ**—આ લોકમાં ક્ષર અને અક્ષર એ પ્રમાણે બે પુરૂષો છે તેમાં સર્વ પ્રાણી માત્ર ક્ષર કહેવાય છે. અને કુટસ્થ અક્ષર કહેવાય છે. આ બે પુરૂષથી ત્રીજો પુરૂષ છે કે જે પરમાત્મા એ પ્રમાણે કહેવાય છે. જે સર્વ ઉપર પોતાની સત્તા રાખે છે. જે કારણને લઇને ક્ષર અને અક્ષરથી હું અતીત છું તે કારણને લઇને લોકમાં અને વેદમાં મારૂં પુરૂષોત્તમ અને અક્ષરાતીત એવું નામ પ્રસિદ્ધ છે.

અક્ષર, અને અક્ષરાતીતનું વર્ણન કરી બતાવેલ છે. તેમાં ચૌદ લોક બ્રહ્માંડમાં ચોરાશી લાખ યોનિમાં ઉત્પન્ન થયેલ નાશાત્મક, જરાયુજ અંડજ, સ્વેદજ, અને ઉદ્‌ભિજ્જ આ ચાર પ્રકારના જીવો અને સ્થાવર પદાર્થોનું ક્ષર એવું નામ આપવામાં આવેલ છે. અર્થાત્ ક્ષર શબ્દ ઉપરના પદાર્થોને કહેનારો છે.

બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ તેમજ બીજા દેવોને પોતપોતાના કામમાં જોડનાર અનંતકોટિ બ્રહ્માંડની પોતાની માયાશકિતથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર, ઐશ્વર્યાદિ અનેક ગુણ સંપન્ન, સર્વદા અખંડ અને અવિનાશી સ્થિતિમાં રહેનાર, સર્વશકિતંમાન, નિત્ય વૈકુંઠ લોકમાં નિવાસ કરનારને અક્ષર ભગવાન કહેવામાં આવે છે. અક્ષર ભગવાન આવી રીતે સર્વશકિતમાન અને સર્વના નિયામક છે તોપણ પોતાથી અધિક શકિત અને ઐશ્વર્યાદિ ગુણોને ધરાવનાર અક્ષરાતીત પરમાત્માની પાસે જેવી રીતે રાજાની પાસે કાર્યભારી વર્તે છે તેવી રીતે તેઓની ઇચ્છાનુસાર બધું કામ કરે છે. [1]અક્ષર ભગવાન કે જેઓ અક્ષરાતીત પરમાત્મા તરફ અખંડ સદ્‌ભાવ અને પ્રેમભાવ ધરાવે છે તેઓ હંમેશાં પરમધામમાં અક્ષરાતીત પરમાત્માનું દર્શન કરવા જાય છે. અને તે અક્ષર ભગવાનથી પર પૂર્ણ બ્રહ્મ સચ્ચિદાનંદ સ્વરૂપ પુરૂષોત્તમ પરમાત્માને અક્ષરાતીત કહેલ છે. આ અક્ષરાતીત પરમાત્મા પ્રણામિ ધર્માવલંબીઓના ઉપાસ્ય દેવ છે.

પૂર્ણ બ્રહ્મ પરમાત્મા, અનંત અદ્વૈત, લક્ષણયુકત, પોતાની અચિન્ત્ય શકિતઓને આનંદ આપનાર, બાલ્યાવસ્થા અને કિશોરાદિ અવસ્થાઓની અનંત લીલાઓ કરનાર, પરમકૃપાળુ, સર્વ શકિત-માન્ ભકતવત્સલ, પરમધામમાં નિવાસ કરનાર, અચિન્ત્ય

૧ અક્ષર ભગવાન દરરોજ સવારમાં દિવ્ય બ્રહ્મપુરમાં અક્ષરાતીત પરમાત્માનું દર્શન કરવા જાય છે.

શકિત જનોની સાથે પ્રેમથી વિહાર કરનાર, પોતાની અચિન્ત્ય[1] શક્તિઓના મનના મનોરથ પૂર્ણ કરવા માટે પ્રાકૃત મનુષ્યના જેવું શરીરને ધારણ કરનાર, દિવ્યાકારને ધારણ કરનાર, સચ્ચિદાનંદ-મય, અખંડ ધામ, પર્વત, નદી, વન અને ઉપવનાદિમાં પોતાની ઇચ્છા પ્રમાણે શકિત સમુહના સાથે વિહાર કરનાર, સર્વ નિયામક, નિર્વિકાર, નિરંજન, નિરાબાધ, નિર્લેપ, સમયસમયની ક્રીડાઓ કરનાર, રસિક શિરોમણી, અનંત કોટિ સૂર્ય અને ચંદ્રમા આદિકના પ્રકાશને તિરસ્કાર કરનાર તેજને ધારણ કરનાર સત્ય શક્તિથી યુકત, નિત્ય અનેક પ્રકારના દિવ્ય વસ્ત્રાભરણથી શોભાયમાન વેદાંતાદિ શાસ્ત્રોથી જાણવા યોગ્ય, શ્રી શ્યામાજી જેના ચરણ કમલની નિત્ય સેવા કરે છે એવા શ્રી સમ્રાટ, શ્રી (રાજ) તે અક્ષરાતીત પરમાત્મા કહેવાય છે.

ઉપર જણાવેલા અક્ષરાતીત પરમાત્મા પરમ ધામમાં પોતાની શક્તિરૂપ શ્રી શ્યામાજી અને તેમની શક્તિરૂપ આનંદ શક્તિઓની સાથે અખંડ રાસલીલા રમ્યા કરે છે.

અક્ષરાતીત પરમાત્મા શ્યામાજી અને પોતાની આનંદ શક્તિ-ઓની સાથે કેવી રીતે રાસલીલા કરે છે વન અને ઉપવનાદિમાં કેવી રીતે વિહાર કરે છે તેનું સંપૂર્ણ વર્ણન શ્રી મુખ વાણી નામના ગ્રંન્થમાં સવિસ્તર રીતે કરવામાં આવેલ છે માટે તે પ્રસંગને યથાસ્થિત જાણવાની ઇચ્છાવાળા પ્રણામિધર્માનુયાયીઓએ શ્રી મુખ વાણી નામનો ગ્રંથ આદ્યંત વાંચો જોવો અથવા તો તે ગ્રન્થને સારી રીતે જાણનારની પાસે તે બાબત જાણી લેવી.

---

१ नतस्य कार्यं करणंच विद्यते न तत्समश्चाभ्यधि कश्चदृश्यते । पराश्यशक्ति र्विविधैवश्रूयते स्वाभाविकी ज्ञानवल क्रियाच ।

( श्वे अ. ६ मंत्र ८.

હવે અક્ષર અને અક્ષરાતીત પરમાત્માનો કેવી જાતનો સંબંધ છે અને તેઓની લીલા કેવા પ્રકારની છે તે જાણવાની ખાસ આવશ્યકતા છે.

તે અક્ષરાતીત પરમાત્મા માયાથી પર અને સ્પષ્ટ રીતે જાણી શકાય નહિ તેવું જે અક્ષર બ્રહ્મ તે તેઓનું અંગ (શરીર) કહેલ છે. તે અક્ષર ભગવાનથી અનંત કોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ થાય છે.

બ્રહ્મ પ્રિયાઓનાં દર્શન કરવા માટે જ્યારે તે અક્ષર ભગવાનના મનમાં બ્રહ્માંડની ઉત્પત્તિ કરવાની ઇચ્છા થઇ હતી તે વખતે મૂલ પ્રકૃતિ (માયા) ઇશ્વર, જીવ, મહત્તત્વ, અહંકાર, અભિમાન, આકાશ, વાયુ, તેજ; જલ, પૃથ્વી; સત્ત્વગુણ અને રજો ગુણ તમો ગુણ અને અનેક યોનિના જીવો તેમજ બ્રહ્માંડની પણ કલ્પના ન હતી.

અક્ષરાતીત પરમાત્માના અંગભૂત અક્ષર ભગવાન હમેશાં અક્ષરાતીત પરમાત્માની ઝાંખી કરવા માટે દિવ્ય બ્રહ્મપુરમાં (પરમ ધામમાં) જાય છે અને તે અક્ષરાતીત પરમાત્માનું દર્શન કરી પાછા પોતાના ધામ નિત્ય વૈકુંઠ લોકમાં આવતા રહે છે.

એક વખતે જ્યારે અક્ષર ભગવાન અક્ષરાતીત પરમાત્માનાં દર્શન કરવા ગયા હતા ત્યારે તેણે કિશોર અવસ્થાના અને પોતાની શક્તિથી યુકત અક્ષરાતીત પરમાત્માને જોયા ત્યારે અક્ષર ભગવાનના મનમાં અક્ષરાતીત પરમાત્માની શક્તિઓ સહિત બ્રહ્મ લીલા (રાસલીલા) જોવાની ઇચ્છા થઇ, અને ત્યાર પછી અક્ષર ભગવાન પોતાના ધામમાં આવ્યા. તે દિવસથી અક્ષરાતીત પરમાત્માની શક્તિઓ સહિત લીલાનું દર્શન કરવાની ઇચ્છાવાળા અક્ષર ભગવાનના મનમાં અક્ષરાતીત પરમાત્માનું ઐશ્વર્ય જોવાની ઇચ્છા થઈ, અને તે જોવાને જેનું મન ઉત્કંઠિત થયેલ છે એવા

અક્ષર ભગવાન, વેદમાં જે તપ કરવાનું લખેલ છે, તે તપને પોતાની ઈચ્છાને સંપૂર્ણ કરવા માટે ઈચ્છા રૂપી તપ તપવા લાગ્યા.

આવી રીતે તપશ્ચર્યા કરતા અક્ષર ભગવાનને જોઈ પરમ દયાળુ પૂર્ણ બ્રહ્મ અક્ષરાતીત પરમાત્મા અતિશય પ્રસન્ન થયા હતા, અને અક્ષર ભગવાનના મનોરથને પૂર્ણ કરવા માટે તેઓએ પોતાના મનમાં ઇચ્છા કરી હતી.

એક વખતે પોતાનાં દર્શનને માટે આકુળવ્યાકુળ થઇ ગયેલા અક્ષર ભગવાનને જોઇને શ્રી પ્રાણનાથ અક્ષરાતીત પરમાત્માએ તે અક્ષર ભગવાનને જોવાને માટે શક્તિ સમૂહ પ્રેરણા કરી. અને તેથી તેઓ તેઓને જોવા લાગી. તે આનંદ-શક્તિઓએ, આગલ કોઇ વખતે પણ નહિ જોયેલ અન્ય પુરૂષને જોઇ અત્યંત વિસ્મય પામી. અને આ દર્શન કરવા માટે બીજો કોણ પુરૂષ આવેલ છે એવી રીતે અન્યોન્ય બોલવા લાગી. પરમધામમાં આવી રીતે તર્ક વિતર્ક કરતી આનંદ શક્તિઓ જ્યારે તે પુરૂષ સંબંધી કાંઇ પણ નિશ્ચય કરી શકી નહિ ત્યારે તેઓના પરમ પ્રિય શ્રી પ્રાણનાથ અક્ષરાતીત પરમાત્મા પાસે જઇને નીચે પ્રમાણે કહેવા લાગી હે પ્રાણનાથ? હે દયાસાગર? આ પુરૂષને જોઇને અમો પરમ વિસ્મયને પામીએ છીએ, અને તેના સંબંધે કાંઇ પણ નિશ્ચય કરી શકતા નથી. માટે હે પ્રાણનાથ? આ સુંદર રૂપને ધારણ કરનાર કોણ પુરૂષ છે અને તે અહીં શા માટે આવેલ છે. તે જાણવાની અમારી ઇચ્છા છે. આ પુરૂષ કયાં રહે છે અને શું કામ કરે છે તે અમોને કહી સંભળાવો.

આવી રીતે પોતાની તરફ અનન્ય ભાવ રાખનાર પોતાની આનંદ શક્તિઓના વચનોને શ્રવણ કરીને અક્ષરાતીત પરમાત્મા હર્ષથી તેઓને કહેવા લાગ્યા કે હે પ્રેમ સખીઓ? હું કહું છું તે તમો શ્રવણ કરો. આ પુરૂષનું નામ અક્ષર છે, જે પોતાની લીલા

શક્તિથી અસત્ય, જડ, અને દુઃખરૂપ જગતને ઉત્પન્ન કરે છે. તે અક્ષર ભગવાન જેવી રીતે નાનાં બાળકો ઘોલકાંને બનાવીને વીંખી નાખે છે તેવી રીતે પોતાની ઇચ્છાનુસાર અનંત કોટિ બ્રહ્માંડને બનાવે છે, તેનું પાલન કરે છે અને તેનો સંહાર કરી નાંખે છે.

આ અક્ષર ભગવાનનું યમુનાજીની પેલી તરફ રહેવાનું ધામ છે અને તેઓ મારૂં દર્શન કરવા માટે અહીં આવેલ છે.

પોતાના શ્રીપ્રાણનાથનાં આ પ્રમાણે વચનો શ્રવણ કરીને તે બધી પ્રેમસખીઓ બોલવા લાગી કે હે પ્રભુ! તે અક્ષર ભગવાન જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય કરે છે તે જગત કેવું છે? તે અમોને કહો. વળી તે જગતમાં સુખ દુઃખ કેવું છે તેમજ તેની અસત્યતા, અને જડતા કેવા પ્રકારની છે તે અમો કાંઇ પણ જાણતી નથી. માટે હે સ્વામીનાથ? આ બધી બાબત અમો સારી રીતે સમજી શકીએ તે પ્રમાણે અમોને કહી સંભળાવો તે દુઃખાત્મક જગત જોવાની અમોને મોટી ઇચ્છા છે તો તે અમોને બતાવો. હે પ્રાણ પતિ? અમારા સંશયયુકત મનનું સમાધાન કરવા અને અમારા મનની ઇચ્છા પૂર્ણ કરવા માટે તમારા સિવાય બીજો કોઇ પણ પુરૂષ જોવામાં આવતો નથી. માટે અમારા સંશયને દૂર કરી અમારી ઇચ્છાને પરિપૂર્ણ કરો.

આવી રીતે શ્રી પ્રાણનાથને નિવેદન કરીને જ્યારે પ્રેમ સખીઓ બોલતાં વિરામ પામી ત્યારે અક્ષરાતીત પરમાત્મા બોલ્યા કે હે પ્રાણ પ્રિયાઓ? તે જગત દુઃખરૂપ, અને જરા તેમજ મરણથી યુકત છે. કુટુંબની અનેક પ્રકારની મમતાવાળું છે અને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરાદી અનેક દુર્ગુણોથી ભરપૂર છે માટે હે સખીઓ? તમો ત્યાં જવાને માટે યોગ્ય નથી. કદી તમો તે દુઃખદાયક જગતમાં જશો તો દેહાદિમાં અહંકાર અને મમતાથી

યુકત થઇ તમો સર્વથા મારા સચ્ચિદાનંદમય સ્વરૂપને ભુલી જશો. તે જગતમાં જવાથી તેની મોહમાયાથી તમો પરમ ધામને પરમ આનંદને, અને પ્રાણથી અધિક પ્રિય મને પણ ભૂલી જશો અને તે જગતમાં મારૂં ખરેખરૂં સ્વરૂપ ભૂલી જવાથી, મૃત્તિકા[1] અને પાષાણથી બનાવેલ મૂર્તિની સ્થાપના કરીને તેની પુષ્પાદિ ઉપચારોથી પૂજા કરશો. તે પ્રતિમામાં સાક્ષાત પરમેશ્વર રહેલ છે અને તે ભોગ અને મોક્ષને આપે છે તેમજ તેમના સિવાય બીજો કોઇ પણ દેવ નથી એમ પણ તમો બોલવા લાગશો. જેવી રીતે સંસારી જીવો નાના પ્રકારના પાખંડ ધર્મોનો આશ્રય કરીને એ સંસારમાં ભટકયા કરે છે તેવી રીતે તમો પણ કર્મને આધીન થઇને એ સંસારમાં આમ તેમ ભટકયા કરશો. અને કદી હું સદ્ગુરૂ થઇને તમોને સદ્ધર્મનો બોધ આપીશ તો પણ તમો મદોન્મત થઇ મારા બોધને સાંભળી હસવા લાગશો. માટે હે પ્રેમ સખીઓ ? આ મારૂં કહેવું ધ્યાનમાં લઇને દુઃખ દેનાર જગતને જોવાની ઇચ્છાનો તમારે સર્વથા પરિત્યાગ કરવો જોઇએ કારણ કે ડાહ્યા માણસો દુઃખ અને શોક આપનાર પદાર્થોમાં કોઇપણ વખતે પ્રીતિ કે આગ્રહ કરતા નથી. અને દૂરથીજ તેનો પરિત્યાગ કરી આપે છે. જો કે તે અસત, જડ, અને દુઃખરૂપ જગત શરૂઆતમાં તો અમૃતથી પણ અધિક સુખદાયક થઇ પડે છે પરંતુ પરિણામમાં તે વિષની પેઠે દુઃખદાયક થઇ પડવાથી છેવટે તે જગતને તમારે મૂકી દેવું પડશે.[2]

---

૧ આ પ્રસંગનું પુરાણ સંહિતા નામના ગ્રન્થમાં સવિસ્તર વર્ણન કરેલ છે.

૨ અક્ષરાતીત પરમાત્માનાં આવાં હિતાવહ વચન સાંભળતાં સખીજનોએ શ્રી પ્રાણનાથ પ્રતિ યોગ્ય ઉત્તર આપેલો તેનું સવિસ્તર વ્યાખ્યાન માહેશ્વર તંત્રમાં આપેલ છે.

આવી રીતે અક્ષરાતીત પરમાત્માએ તે પ્રેમ સખીઓને જગતના દર્શન કરવાને માટે મના કરી હતી છતાં પણ તેઓએ તે બાબતની (જગત જોવાની) માગણી કરી હતી. આ પ્રમાણે અંતરમાં અક્ષરાતીત પરમાત્માની આજ્ઞાનુસાર વર્તનાર સખીજનોએ દયાળુ અક્ષરાતીત પરમાત્માની બાહ્યવાણીનો સ્વીકાર કર્યો નહિ. અર્થાત્ તેઓનું કહેવું માન્યું નહિ. પોતાની પ્રેમ સખીઓએ જગત જોવાને માટે ત્રણ વખત પ્રાર્થના કરાયેલા અક્ષરાતીત પરમાત્માએ અક્ષર ભગવાનનું અને પોતાની પ્રેમ સખીઓનું હિત કરવામાં મન લગાડયું.

## પ્રકાશ પહેલો સમાપ્ત.



## પ્રકાશ ૨.

અક્ષરાતીત પરમાત્માએ અક્ષર ભગવાનનું અને પોતાની બ્રહ્મપ્રિયા ઓનું પ્રિય કરવાનું મનમાં ધાર્યું તેટલી વારમાં અક્ષર ભગવાનના હૃદયરૂપી આકાશમાંથી અક્ષરાતીત પરમાત્માએ પ્રેરણા કરાયેલી સમસ્ત જગતને મોહ ઉત્પન્ન કરનારી [1]સુમંગલા નામની શકિતએ મોહરૂપી નિદ્રાને ઉત્પન્ન કરી.

મોહને ઉત્પન્ન કરનાર નિદ્રાની આવરણ અને વિક્ષેપ આ બે શક્તિઓ છે જેમાં આવરણ શક્તિથી જ્ઞાનનો લોપ થાય છે અને વિક્ષેપ શક્તિથી અનેક પ્રકારની ભ્રાંતિઓ ઉત્પન્ન થાય છે. અક્ષર ભગવાનના મનમાં ભ્રાંતિ ઉત્પન્ન થઇ ત્યારે જ્ઞાનનો નાશ કરનાર આવરણ નામની શકિત ઉત્પન્ન થઇ. આવી રીતે થતાં અક્ષર ભગવાનને મોટો મોહ ઉત્પન્ન થયો. ચૈતન્યમય, પૂર્ણ, અક્ષર બ્રહ્મના મનમાં અજ્ઞાન કેમ ઉત્પન્ન થવા પામ્યું? એવી કોઇએ પણ શંકા કરવી નહિ કારણ કે સૃષ્ટિના આરંભમાં અજ્ઞાન હોવાનું વેદમાં પ્રતિપાદન કરેલ છે.

જ્યારે કોઇપણ બાબતનો નિર્ણય કરવાનો હોય અથવા તો કોઇ પણ જાતની શંકાનું સમાધાન કરવાનું હોય ત્યારે પ્રત્યક્ષ અનુમાન, ઉપમાન અને શાબ્દ આ ચારમાનાં કોઇપણ પ્રમાણથી નિર્ણય કરવાનું ન્યાય શાસ્ત્રકારોએ કહેલું છે. આ ચાર પ્રમાણોમાં જે પ્રત્યક્ષ પ્રમાણ કહેલ છે, તે નાસિકાથી ઉત્પન્ન, થયેલ જીહ્વાથી ઉત્પન્ન થયેલ, નેત્રથી ઉત્પન્ન થયેલ ત્વચાથી ઉત્પન્ન થયેલ, કાનથી ઉત્પન્ન થયેલ, અને મનથી ઉત્પન્ન થયેલ, એ રીતે છ પ્રકારનું છે. પાંચ જ્ઞાનેન્દ્રિઓનો તેના વિષયોની સાથે જે સંયોગ તેને પ્રત્યક્ષ કહેવામાં આવે

---

१ अक्षरस्य हृदाकाशात् प्रादुर्भूता सुमङ्गला ।
निद्रा मुत्पादयामास महामोहमयीं द्रढाम् ॥ १ ॥

છે. એટલે નાસિકાનો ગંધની સાથે જીહ્વાનો રસની સાથે, નેત્રોનો રૂપની સાથે ત્વચાનો સ્પર્શની સાથે અને કાનનો શબ્દની સાથે જે સંબંધ તે પ્રત્યક્ષ કહેવાય છે. તેમજ છઠું મન છે જેનાથી બધા વિષયોનું જ્ઞાન થઇ શકે છે.

જે બાબતનો નિર્ણય કરવાનો હોય તેના એક દેશના જ્ઞાનથી તેનો નિશ્ચય કરવો તેનું નામ અનુમાન કહેવાય છે. જેવી રીતે વનમાં ગયેલો પુરૂષ ધુમાડાના જોવાથી અગ્નિ હોવાનું જાણી શકે છે. અને તેનેજ અનુમાન જ્ઞાન કહેવામાં આવે છે.

સમાન, ધર્મ, ગુણ, અને આકૃતિના જોવાથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેનું નામ ઉપમાન કહેવાય છે, જેમકે ગાયના જ્ઞાનથી ગાયના જેવા આકારવાળા રોઝ નામના પ્રાણીનું જ્ઞાન થઇ શકે છે. આ જ્ઞાનને કહેનાર ઉપમાન શબ્દ છે. અને યથાર્થ બોલનાર મહાત્મા પુરૂષોના વચનને શાબ્દજ્ઞાન કહેલ છે.

વેદ, ઉપનિષદ્, સ્મૃતિઓ, છ શાસ્ત્રો, ઇતિહાસ, અને પુરાણો એ શાબ્દ પ્રમાણુ કહેવાય છે.

ઉપર લખેલાં ચાર પ્રમાણો ઉપરાંત ઐતિહ્ય અર્થાપત્તિ, સંભવ, અને અભાવ આ ચાર પ્રમાણો પણ શાસ્ત્રમાં લખેલાં છે.

કારણ વગરના પરંપરાગત જ્ઞાનને ઐતિહ્ય પ્રમાણ કહેલ છે, એક અર્થમાંથી બીજો અર્થ નિકળે તેનું નામ અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે. જેમાં જે બાબત સંભવે છે તે સંભવ પ્રમાણ કહેવાય છે, અને જેમાં જે બાબત હોતી નથી તેને અભાવ એ નામનું પ્રમાણ કહેવામાં આવે છે. આ ચારમાં એક ઐતિહ્ય પ્રમાણ જુદું પડે છે પરંતુ અર્થાપત્યાદિ ત્રણ પ્રમાણોનો અનુમાનમાં સમાવેશ થઇ જાય છે. પહેલાં જણાંવેલાં પ્રત્યાક્ષદિ ચાર પ્રમાણો અને ત્યાર પછી જણાવેલાં ઐતિહ્યાદિ ચાર પ્રમાણો

મળી આઠ પ્રમાણો શાસ્ત્રમાં માનેલ છે. આ આઠે પ્રમાણોમાં શાબ્દ પ્રમાણ બળવાન ગણાય છે કારણ કે શબ્દ વગરના કોઇના પણ વ્યવહારો ચાલી શકતા નથી. શબ્દ અને અર્થનો સંબંધ અને શબ્દદ્વારા અર્થજ્ઞાન એ યથાર્થ વક્તાના ઉપદેશથી થાય છે, તેથીજ શાબ્દ પ્રમાણને સર્વોપરિ માનેલ છે આવી રીતે શાબ્દ પ્રમાણનો સ્વીકાર કરવાથી અક્ષર ભગવાનના મનમાં મોહ ઉત્પન્ન થવાનો સંભવ છે.

[1]જે વેદને શાબ્દ પ્રમાણ તરીકે માનેલ છે તે વેદની શ્રુતિઓમાં સૃષ્ટિનાં આરંભ કાલમાં અજ્ઞાનની વિદ્યમાનતા માનેલ છે તેથી અક્ષર ભગવાનના મનમાં અજ્ઞાન કેમ ઉત્પન્ન થયું એવો કોઇએ પણ કુતર્ક કરવો નહિ, વળી વેદમાં કહેલ છે કે બીજાઓ સારા જ્ઞાનને માટે આપેલી બુદ્ધિ તર્ક કરીને છોડવા યોગ્ય નથી. અને વધારે તર્ક વિતર્ક કરવાની શાસ્ત્રમાં મના કરેલ છે તેથી આવી બાબતમાં કુતર્કો કરવા નહિ, કારણ કે પરબ્રહ્મ પરમાત્મામાં ખોટી રીતે તર્કવિતર્ક કરનાર અજ્ઞાની પુરૂષ નાસ્તિક કહેવાય છે.

હવે જે સુમંગલા નામની શક્તિએ અક્ષર ભગવાનના હૃદયમાં મોહ રૂપી નિદ્રા ઉત્પન્ન કરી હતી તે નિદ્રાએ પોતાની ઇચ્છા શક્તિથી અક્ષર ભગવાનના હૃદયમાં મોટો નિદ્રારૂપી સાગર બનાવ્યો, અને તે મહા નિદ્રારૂપી સાગરમાં અક્ષર ભગવાનનું મન નિમગ્ન થઇ ગયું.

જગતના હેતુભૂત અને વ્યાપક મહાવિષ્ણુ એજ અક્ષર ભગવાનનું મન કહેવાય છે. નિદ્રારૂપી આવરણથી ઢંકાયેલ અક્ષર ભગવાનનું મન તે મોહ સાગરમાં અંડાકાર થઇ જલમાં તરવા લાગ્યું. તેજ અંડ હિરણ્યગર્ભ રૂપ વડે અર્થાત હિરણ્યગર્ભ એ નામથી કહેવાય છે. અને તે સર્વથી પહેલા સ્વર્ગ અને પૃથ્વીને

---

૧ असदेवसौम्यदेमग्र आसीत् અર્થ—સૃષ્ટિના આદિ કાલમાં આ જગત અજ્ઞાનવ્યાપી હતું એ પ્રમાણે વેદની શ્રુતિમાં લખેલ છે.

ધારણુ કરનાર અને સ્થાવર અને જંગમાત્મક ભૂત માત્રના અધિપતિ કહેવાય છે. નિદ્રાવડે તે મોહ સાગરના જલમાં શયન કરી ગયેલ તે અંડને હજારો વર્ષના અંતમાં ચૈતન્યાભાસ ઈશ્વરે જાગૃત કર્યો, તે અંડથી બહાર નિકળેલો પુરૂષ નારાયણ કહેવાય છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયને કરનાર તે અક્ષર ભગવાન કહેવાય છે. અક્ષર ભગવાનથી ઉત્પન્ન થયેલ નિદ્રારૂપી જલમાં તે પુરૂષે નિવાસ કર્યો તેથી તેનું નારાયણ એવું નામ કહેવાય છે. મનુ મહારાજે મનુસ્મૃતિમાં આપ શબ્દને નાર નામથી ઓળખાવેલ છે અને તે આપમાં રહેવાથી પણ તે પુરૂષનું [1]નારાયણ એવું નામ પડેલ છે. વિશ્વના આદિભૂત અને ઓંકારરૂપ તે નારાયણ એકજ છે. મોહમય સાગરમાં પોતાથી બીજા પુરૂષને નહિ દેખતાં તે નારાયણ ભગવાન હું એકજ છું અને બીજો કોઇ નથી માટે હું ઘણે પ્રકારે ઉત્પન્ન થાઉં [2] એમ પોતાના મનમાં વિચારવા લાગ્યા આવી રીતે નારાયણના મનમાં હું છું એવું થયું ત્યારે તેમાંથી અહંકાર ઉત્પન્ન થયો અને તે સાત્વિક, રાજસ, અને તામસ એ પ્રમાણે ત્રણ પ્રકારનો થયો તેમાં રાજસ અહંકારથી કાન, ત્વચા, નેત્ર,

---

૧ નરાજ્જતाः नाराः (आपः) नारा अयनं यस्यसः नारायणः

અર્થ - નરથી ઉત્પન્ન થએલ જલમાં નિવાસ કર્યો તેથી નારાયણ એવું નામ પડયું છે.

૨ एकाकी ननरमते सद्वितीयमैच्छत् । एकोऽहंबहुस्याम् ।

(વેદ સંહિતા) ભાવાર્થ ઈશ્વરને એકલા રમતાં આનંદ આવ્યો નહિ તેથી તેઓના મનમાં બીજાની ઇચ્છા થઇ ત્યારે તે વખતે પોતાના સિવાય કોઈપણ પદાર્થ ન હતો તેથી એક હું ઘણા પ્રકારનો થાઉં એ પ્રમાણે તેઓના મનમાં ઇચ્છા થઇ.

જીભ, નાસિકા, એ પ્રમાણે પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાણી, હાથ, પગ ગુદા, અને ઉપસ્થ આ પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થવા પામી. અધ્યાત્માદિ ભેદ વડે એક એક ઇન્દ્રિય ત્રણ ત્રણ પ્રકારની કહેલી છે તેમાં કાન અધ્યાત્મ, શબ્દ અધિભૂત અને દિશા અધિદેવ, ત્વચા, અધ્યાત્મ, સ્પર્શ અધિભૂત અને વાયુ અધિદૈવ ચક્ષુ અધ્યાત્મ, રૂપ, અધિભૂત અને સૂર્ય અધિદેવ, જીહવા અધ્યાત્મ, રસ, અધિભૂત અને વરૂણ અધિદૈવ, નાસિકા અધ્યાત્મ, ગન્ધ અધિભૂત, અને ભૂમિ અધિદૈવ વાણી અધ્યાત્મ, વકતવ્ય અધિભૂત, અને અગ્નિ અધિદૈવ, હાથ અધ્યાત્મ, ગ્રહણ કરવા યોગ્ય વસ્તુ અધિભૂત, અને ઇન્દ્ર અધિદેવ, પગ, અધ્યાત્મ, જવા યોગ્ય અધિભૂત અને ઉપેન્દ્ર અધિદેવં ગુદા, અધ્યાત્મ, મલનો ત્યાગ કરવો અધિભૂત અને યંમ અધિદેવ અને ઉપસ્થ અધ્યાત્મ આનંદ અધિભૂત અને પ્રજાપતિ અધિદેવ એ પ્રમાણે શાસ્ત્રમાં ભેદો લખેલા છે. દશ ઇન્દ્રિયોની દિશા આદિક દેવતાઓ સત્વ-ગુણથી ઉત્પન્ન થયેલ છે, જેનાં નામો ઉપર આવી ગયેલ છે. તામસ નામના અહંકારથી શબ્દ ગુણવાળું આકાશ ઉત્પન્ન થયું; આકાશથી સ્પર્શ ગુણવાળો વાયુ ઉત્પન્ન થયો અને વાયુથી રૂપ ગુણવાળું તેજ ઉત્પન્ન થયું. તેજથી રસવાળું જલ ઉત્પન્ન થયું અને જલથી ગંધગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થઇ આ પાંચ એટલે, આકાશ, વાયુ, તેજ જલ, અને પૃથ્વી આ પાંચ તત્વો કહેવાય છે.

મન; બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આચાર અંતઃકરણો સત્વ-ગુણથી ઉત્પન્ન થયેલ છે. બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ મનની વૃત્તિઓ છે. માટે તેને જુદા ગણેલ નથી. તો પણ પદાર્થના ભેદથી ચૌદ તત્ત્વો ગણેલાં છે તત્ત્વોની બાબતમાં જુદી જુદી માન્યતા છે. કેટલાક સાત તત્ત્વોને માને છે. કેટલાક આઠ તત્ત્વોને માને છે, કેટલાક નવ તત્ત્વોને માને છે અને કેટલાક દશ તત્ત્વોને માને

છે કેટલાક અગીઆર તત્ત્વોને માને છે. અને કેટલાક ચૌદ તત્ત્વો માને છે તત્ત્વોનું વિશેષ વિવેચન શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં લખેલ છે. કર્ત્તાના ભોગને માટે સાધનભૂત ઇન્દ્રિયો ઉત્પન્ન થયેલ છે. પરંતુ ભોકતા એવો કોઇ આત્મા તેનાથી જુદો કહેવાય છે.

ચાર અતઃકરણોમાં સંકલ્પ એ મનનું કાર્ય છે, નિશ્ચય કરવો એ બુદ્ધિનું કાર્ય છે. ચિંતા અથવા નાના પ્રકારના વિચારો કરવા એ ચિત્તનું કાર્ય છે અને મમતા કરવી એ અહંકારનું કાર્ય છે. મનના દેવ, ચંદ્રમાં છે, બુદ્ધિના દેવ બૃહસ્પતિ છે, ચિત્તના દેવ વાસુદેવ છે, અને અહંકારના દેવ મહાદેવજી છે. શ્રોત્રાદાદિ ઇન્દ્રિયો અને ઉપર લખેલ ચાર અંતઃકરણોના દેવતાઓ સત્વ ગુણથી ઉત્પન્ન થયેલા છે. શાસ્ત્રમાં ઈન્દ્રિયોનું સૂક્ષ્મપણું માનેલ છે. આવી રીતે વૈરાટ સ્વરૂપની ઉત્પત્તિની સામગ્રી નારાયણ ભગવાનથી ઉત્પન્ન થઈ અને તે નારાયણ ભગવાનની ઈચ્છાનુસાર પંચ મહાભૂત એકઠા થઇને દેવતા અને ઇન્દ્રિયથી સંયુકત દૃષ્ટાનું જાગૃત સ્વરૂપ એવું સ્થૂલ રૂપને પ્રકટ કરે છે.

વેદાંત શાસ્ત્રમાં પંચીકરણનો પ્રસંગ નીચે પ્રમાણે વર્ણવેલ છે પૃથ્વી, જલ, તેજ, વાયુ, અને આકાશ આ પાંચ મહાભૂતો છે તેના દરેકના પ્રથમ બબે ભાગ કરવા અને એક અર્ધ ભાગને કાયમ રાખીને, બીજા અર્ધ ભાગના ચાર ચાર ભાગ કરવા. આ ચાર ભાગોમાંથી એક એક ભાગ લઈ પંચ મહાભૂતોના જે અર્ધા અર્ધા ભાગો છે તેમાં મેળવી આપવા. આવી રીતે પ્રત્યેક મહાભૂતના અર્ધા ભાગમાં બીજા મહાભૂતોના બીજા અર્ધા ભાગમાંથી કરેલ ચાર ભાગોમાંનો એક ભાગ મેળવી આપવો તેનું નામ પંચીકરણ કહેવાય છે. આ પ્રમાણે પંચીકૃત થયેલાં પાંચ મહાભૂતોથી સ્થૂલ રૂપ (જગત્) ઉત્પન્ન થાય છે.

આવી રીતે અક્ષર ભગવાનની ઇચ્છા પ્રમાણે નારાયણ ભગવાનથી સમષ્ટિ બ્રહ્માંડ ઉત્પન્ન થયું અને તે વિરાટ. એ પ્રમાણે કહેવાય છે. પહેલાં તે વિરાટને ઉત્પન્ન કરીને જ્ઞાનના અધિકપણાથી નારાયણે પોતે પણ તે વિરાટ સ્વરૂપમાં પ્રવેશ કર્યો, શુદ્ધ માયાના પ્રસંગથી તે નારાયણ ભગવાન ઇશ્વર કહેવાય છે અને તેજ આદ્ય પુરૂષ કે જેની ચૈતન્ય શકિત અજ્ઞાનથી ઢંકાઈ ગયેલ છે અને જે અલ્પજ્ઞ છે તેણે જીવના રૂપથી વ્યષ્ટિના પિંડામાં પ્રવેશ કર્યો.

આવી રીતે ઇશ્વર અને જીવનાં સ્વરૂપો બતાવ્યાં તેમાં આકાશમાં મહા વાયુની પેઠે સવ ઠેકાણે જનાર, સમાન દર્શનવાળા, અંતર્યામી અને સર્વપ્રવંર્તક તેમજ કારણોપાધિ ઇશ્વર કહેવાય છે.

કાર્યોપાધિ અને ઇશ્વરની આજ્ઞાને અનુસરનાર, એવો જે જીવ તે ઘટાકાશમાં પિંડ વાયુની પેઠે પોતાના કર્મથી કર્માનુસાર વર્તે છે. સાથે ઉત્પન્ન થયેલા અને મિત્ર કરીકે વર્ત્તન કરતા આ જીવ અને ઇશ્વર બ્રહ્માંડરૂપી એક વૃક્ષમાં નિવાસ કરે છે. તે બેમાંથી એક જીવ કર્મના ફલને ભોગવે છે. અને બીજો ઇશ્વર કર્મના ફળને ભોગવતો નથી.

ખરી રીતે જોતાં દેહાદિ પદાર્થથી આત્મા જુદો છે પરંતુ કેટલાક વિરોચનના મતને અનુસરનારા ચાર્વાકાદિ નાસ્તિક લોકો ખોટા આગ્રહથી અન્નમય દેહ છે તેને આત્મા કહે છે. ઉપર લખેલા નાસ્તિક લોકો હું સ્થૂલ છું, હું કૃશ છું, હું કાળો છું, અને હું ધોળો છું એવી રીતે દેહમાં અહંકારનો ભાસ થાય છે તેથી દેહ છે તેજ આત્મા છે એમ કહે છે. આવી રીતે જે નાસ્તિક લોકો દેહને આત્મા માને છે તે તેઓનું માનવું તદ્દન જુઠું છે કારણ કે આત્માનો ચેતન ધર્મ મૃત્યુ પામેલા માણસમાં જોવામાં આવતો નથી. માટે દેહ છે તે

આત્મા નથી. અને મૃત દેહને બાળવામાં પાપ લાગતું નથી તેથી હું દેહ છું એવી રીતે બોલવું કોઇપણ રીતે યોગ્ય નથી.

ચાર્વાકાદિ નાસ્તિકો જે હું સ્થૂલ છું, કૃશ છું. વગેરે જે બોલે છે તે તેઓનું બોલવું ગૌણ છે પરંતુ મુખ્ય નથી. જેવી રીતે હું ધનવાન છું અને ભદ્રસેન મારો આત્મા છે તેથી આત્મા ધનવાન અને ભદ્રસેન થવા પામતો નથી. આવી રીતે સ્થલાદિ દેહ ગુણો પણ આત્મા થઇ શકતા નથી.

ઇન્દ્રિયોને આત્મા કહેનારા બૌદ્ધ ધર્મીઓ હું શ્રવણ કરૂં છું. હું જોઉં છું, અને હું જાઉં છું એવી રીતે જણાવવાથી ઇન્દ્રિયોના ગણને આત્મા માને છે. પરંતુ ઇન્દ્રિયોનો નાશ થતાં પણ હું નેત્ર છું. અને હું શ્રોત્ર છું એ આદિના જાણવાથી સ્મરણ થાય છે. તેથી ઇન્દ્રિયોનું આત્માપણું અસંભવિત છે.

હિરણ્ય ગર્ભ નામના દેવની ઉપાસના કરનારાઓ પ્રાણને આત્મા કહે છે. કારણ કે પ્રાણ વિના નેત્રાદિ ઇન્દ્રિયો રહી શકતી નથી. આવી જાતનો તેઓનો નિશ્ચય છે. મુંગો બહેરો, પાંગળો, અને આંધળો પ્રાણને ધારણ કરનારો રહી શકે છે. હું ભૂખ્યો છું, અને હું તરસ્યો છું એવા જ્ઞાનથી પ્રાણને તે આત્મા માને છે. આ તેની માન્યતા પણ અસંગત છે. કારણ કે પ્રાણનું જડ પણું જોવામાં આવે છે. પરંતુ કોઇ વખતે આત્માપણું જોવામાં આવતું નથી. અને ઘડાની પેઠે પ્રાણ વિનાશી છે માટે પ્રાણ આત્મા નથી એમ માનવું જોઇએ કેટલાએક મનને આત્મા કહે છે પરંતુ તે પ્રમાણથી યુકત નથી. કારણ કે મારૂં મન છે એવી રીતે ભેદ હોવાથી મનને આત્મા કહી શકાતો નથી.

વિજ્ઞાનવાદી બૌધ લોકો ક્ષણે ક્ષણે બુદ્ધિની વૃત્તિ નાનાં પણાંને પ્રાપ્ત થાય છે, તેથી બુદ્ધિને આત્મા માને છે. આ

તેઓનું માનવું પણ અસત્ય છે કારણ કે બાલ્યાવસ્થામાં જોયેલ પદાર્થનું વૃદ્ધાવસ્થામાં સ્મરણ થાય છે અને મારી બુદ્ધિ છે એવું ભાન થાય છે તેથી બુદ્ધિ એ આત્મા નથી એમ જણાય છે.

કોઈ માધ્યમિક નાસ્તિક લોકો બધું શૂન્ય છે એમ માને છે તેનું તે માનવું યુક્ત નથી કારણ કે તેમ માનવાથી પ્રમાણને પણ શૂન્ય માનવું જોઇએ. જો પ્રમાણ છે તો સર્વને શૂન્ય માની શકાય નહિ અને કદી જો પ્રમાણ નથી એમ કહીએ તો પ્રમાણ વગર શૂન્ય કેવી રીતે કહી શકાય?

આવી રીતે ઉપરના મતોનું ખંડન કરી પોતાનો સિદ્ધાંત જણાવે છે. ઉપર જણાવેલા મતો અસંગત હોવાથી અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય, આ પાંચ કોષથી જુદો અવિદ્યાથી મલિન થયેલો, થોડું જાણનાર, અને અશક્ત, એવો આત્મા, નારાયણ અંશભૂત, પ્રકાશે છે. આ નારાયણ ભગવાનનાં સ્થૂલ સૂક્ષ્મ, અને કારણ એવી રીતે ત્રણ પ્રકારનાં રૂપો કહેલાં છે અને કેટલાક શાસ્ત્રકારો મહાકારણને પણ સાથે મેળવીને ચાર રૂપો કહે છે. શુદ્ધ તત્ત્વને જાણનાર વિદ્વાનોએ જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ, અને તુર્યા, આ ચાર ઉપર જણાવેલાં રૂપોની અવસ્થા કહેલી છે. જ્યારે સર્વે ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કરે છે ત્યારે જાગ્રત અવસ્થા હોવાનું વિદ્વાનો કહે છે. ઇન્દ્રિયો જ્યારે વિરામને પ્રાપ્ત થાય છે ત્યારે જાગ્રત અવસ્થામાં જોયેલ અને સાંભળેલની વાસનાથી યુક્ત મનની ભ્રાન્તિને સ્વપ્ન કહેવામાં આવે છે.

હું કાંઇ પણ જાણતો નથી. અને હું નિદ્રાનો અનુભવ કરૂં છું. આવી રીતે જે ઘોર નિદ્રા તેનું નામ સુષુપ્ત કહેવાય છે. ઉપર લખેલી ત્રણ અવસ્થાઓથી જુદી તુર્યા નામની અવસ્થા કહેવાય છે.

અને તેના વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને બ્રહ્મ એ ઉપર લખેલી ચાર અવસ્થાના અભિમાની ચાર અનુક્રમે દેવતાઓ છે. તેમાં જાગ્રત અવસ્થામાં રહેલો વિશ્વાભિમાની વિરાડ છે અને તેમાંજ સચરાચર સર્વભુવન જોવામાં આવે છે.

સ્વપ્નાવસ્થાના સૂક્ષ્મરૂપ જગતના હેતુ ભુત, તૈજસાભિમાની નારાયણ ભગવાન પોતેજ દૃષ્ટા છે અને તેનું નામ અક્ષર કહેવાય છે.

સ્થૂલ અને સૂક્ષ્મ શરીરના કારણભૂત અનિર્વચનિય, જે અવિદ્યા તે સુષુપ્તિ કહેવાય છે. તેના અભિમાની દેવ પ્રાજ્ઞ છે. અવિદ્યા મહા મોહ અજ્ઞાન, પરાપ્રકૃતિ ભ્રાન્તિ, આ બધા શબ્દો અવિદ્યાને કહેનારા છે. બ્રહ્માભિમાની તુર્યાવસ્થા મહા કારણ કહેવાય છે અને તે અક્ષર ભગવાનની સુમંગલા નામની શકિત કહેવાય છે. આવી રીતે અક્ષર ભગવાનના હૃદય રૂપી આકાશમાં આ બધું બ્રહ્માંડ ઉત્પન્ન થયેલ છે, જેમાં અક્ષર ભગવાનની ઇચ્છાનુસાર લોકપાલ સહિત ચાદ લોકો કલ્પાયેલા છે.

પ્રકાશ બીજો સમાપ્ત.

---

## પ્રકાશ ૩.

સુમંગલા નામની શક્તિથી જેને નિદ્રા ઉત્પન્ન થયેલ છે એવા અક્ષર ભગવાને સ્વપ્નામાં સ્વાપ્નિક જગતને જોયું. જે જગતમાં ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક આ સાત ઉર્ધ્વલોકો અને અતલ, વિતલ, સુતલ, તલાતલ મહાતલ, રસાતલ અને પાતાલ આ સાત નીચેના લોકો કલ્પાયેલા છે. આ સ્વપ્નથી ઉત્પન્ન થયેલ બ્રહ્માંડમાં બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ ઇન્દ્રાદિ દેવતાંઓ, ગંધર્વ, કિન્નર, સનક, સનંદન, સનાતન અને સનંત કુમારો આ ચાર પવિત્ર ઋષિયો, સૂર્ય, ચંદ્રમા, સર્પો, ઇન્દ્રાદિ લોકપાલો. દિશાઓના હાથીઓ, વિજળી, વજ્ર, મેઘ, વાયુના ગણો ક્ષારોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદ, ક્ષીરોદ, દધિમંડોદ, અને શુદ્ધોદ આ સાત મહાસાગરો. હજારો નદીઓ, અને ધુનાઓ, બીજા મર્યાદાના પર્વતો, લોકાલોક નામનો પર્વત, બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર આચાર વર્ણો બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસી આ ચાર આશ્રમો જરાયુજ અંડજ, સ્વેદજ, અને ઉદ્ભિજ્જ આ ચાર જીવ જાતો આવી રીતે જુદી જુદી જાતની ચોરાશી લાખ યોનિઓની અક્ષર ભગવાને કલ્પના કરી હતી.

ભૂર્લોકમાં જંબુ પ્લક્ષ, શાલ્મલિ, કુશ ક્રૌંચ, શાક, અને પુષ્કર એ સાતદ્વીપો છે. તેમાં જંબુ દ્વીપમાં ભરતખંડ, ઇલાવર્તખંડ, ભદ્રાશ્વખંડ, હરિવર્ષખંડ, કેતુમાલખંડ, રમ્યકખંડ, હિરણ્મયખંડ, ઉત્તરકુરૂખંડ અને કિંપુરૂષખંડ એ પ્રમાણે નવ ખંડો છે તેમાં ભરતખંડમાં અક્ષર ભગવાને સ્વપ્નથી ઉત્પન્ન થયેલા જુદા જુદા મથુરાદિ દેશો જોયા, જેવી રીતે કાશીમાં રહેતો કોઈ એક પુરૂષ સ્વપ્નમાં મથુરામાં જાય તેવી રીતે પોતાના

ધામમાં રહેતા અક્ષર ભગવાને આવું સ્વાપ્નિક જગત જોયું. તે અક્ષર ભગવાનના સ્વપ્નથી ઉત્પન્ન થયેલ જગત જોવાને માટે જેઓનું ચિત્ત આકર્ષાયેલ છે એવી હંમેશાં શ્રીઅક્ષરાતીત પરમાત્માના ચરણ કમલની સેવા કરનાર, અને શ્રી અક્ષરાતીત પરમાત્માએ પ્રેરણા કરાયેલ બ્રહ્મપ્રિયાઓએ અક્ષરભગવાનની બાલ લીલાનું દર્શન કરવા સિવાય બીજું કાંઇ પણ સ્મરણમાં લીધું નહિ. તે વખતે સર્વશકિતમાન અક્ષરાતીત પરમાત્માએ અક્ષર ભગવાનની બાલલીલાથી ઉત્પન્ન થયેલ જગતને જોવામાં જેઓનું મન લાગેલું છે એવી બ્રહ્મપ્રિયાઓના હઠને જોઇને પોતાનો માયારૂપી પડદો આડો નાંખી દીધો. અક્ષર ભગવાનના સ્વપ્નથી ઉત્પન્ન થયેલ ભુલોકમાં ભારતખંડમાં સ્વામિની [1](શ્યામાજી) આદિ સખીઓએ મથુરાની સમીપમાં આવેલ વ્રજ મંડલમાં ગોપીઓ થઈ સ્વપ્ન દ્વારા આગમન કર્યું જેવી રીતે વૃક્ષમાં લાગેલાં ફૂલોની સુગંધ વાયુથી આમ તેમ લઈ જવાય છે તેવી રીતે બ્રહ્મ પ્રિયાઓ પોતાના ધામમાં (પરમ ધામમાં) જ રહેતી હતી પરંતુ માયાના વેગથી તેઓની ચિત્ત વૃત્તિ વૃજમાં આવીને ગોપી રૂપે ઉત્પન્ન થઈ હતી. અક્ષર ભગવાનની બાલલીલા જોવાને ઉત્સુક સખીઓની જે ચિત્ત વૃત્તિ તેજ ગોપીરૂપે વૃજમાં પ્રકટ થઇ હતી. અક્ષરાતીત પરમાત્માની લીલા જોવામાં ઉત્કંઠ થયેલ અક્ષર ભગવાનના મનમાં શ્રી પ્રાણનાથ મને લીલા ક્યારે બતાવશે એ પ્રમાણે વિચાર થયો હતો જે વૃત્તિ વડે અક્ષર ભગવાને ઇચ્છા રૂપી તપ કર્યું હતું તેજ વૃત્તિ અક્ષરાતીત પરમાત્માનાં દર્શનમાં ઉત્સુક થઈ, તે શ્રી કૃષ્ણ પરમાત્મા ચિદાવેશ સહિત નંદના પુત્ર રૂપે ઉત્પન્ન થવા પામી.

આ સ્થળે શ્રીકૃષ્ણ પરમાત્મા વસુદેવ પુત્ર એવું નામ આપેલ છે, તેનું કારણ એ છે કે જે વસુદેવને ઘેર

---

૧ શ્યામાજી અક્ષરાતીત પરમાત્માની શકિત છે:—

ઉત્પન્ન થયા હતા તે વૈકુંઠવાસી વિષ્ણુ હતા. અને જે નંદજીને ઘેર રહ્યા હતા તે ગોલોકવાસી કૃષ્ણ હતા આવી રીતે સ્વરૂપનો ભેદ શાસ્ત્રોમાં લખેલો છે. [1]સનકાદિક મુનિઓના શાપથી ત્રણ જન્મ સુધી રાક્ષસપણાંને પ્રાપ્ત થએલ [2]જય વિજયને શાપથી મુકત કરવાને માટે વસુદેવને ત્યાં ઉત્પન્ન થએલા વૈકુંઠવાસી વિષ્ણુ ભગવાનનું વાસુદેવ એવું નામ પડયું હતું. અને જેણે ગોકુલાદિ સ્થાનોમાં રહીને અગ્યાર વર્ષ અને બાવન દિવસ પર્યન્ત

---

૧ સનકાદિ મુનિઓના શાપથી વૈકુંઠવાસી દ્વારપાલ ૨ જય વિજય નામના પાર્ષદો ત્રણ જન્મ સુધી અસુર યોનિને પ્રાપ્ત થએલા છે પહેલા જન્મમાં કશ્યપ મુનિની સ્ત્રી દિતિમાં હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એ બે ભાઇઓ ઉત્પન્ન થયા હતા તેમાં વરાહ અવતાર લઇ ભગવાને હિરણ્યાક્ષ ને મારેલ છે, અને નૃસિંહાવતાર લઈ ભગવાને હિરણ્યકશિપુને મારેલ છે અને તેઓનો ઉદ્ધાર કરેલ છે.

બીજા જન્મમાં તેઓ રાવણ અને કુંભકર્ણ બે ભાઇ થયા હતા તેનો ઉદ્ધાર કરવાને માટે ભગવાને રામાવતાર લઇ તેનો નાશ કર્યો હતો અને ત્રીજા જન્મમાં તેઓ દંતવક્ત્ર, અને શિશુપાલ બે રાક્ષસો થયા હતા તેને ભગવાને કૃષ્ણાવતાર લઇને મારેલ છે અને તેનો ઉદ્ધાર કરેલ છે. આ કથા શ્રીમદ્‌ભાગવતમાં સવિસ્તર રીતે લખેલી છે.

(૧) कृष्णं तग्म स्वतः पुरोभास्वरिष्णवर्विर्वपुषामिदेकं ।
यद् प्रवीता दधतेहगर्भं सद्यश्चिज्जातो भव सीदुदूतः ॥

(ઋ. વે. મં. ૮. મંત્ર ૯.)

(૨) वृन्दावना श्रयालीला साऽक्षरात्परतः परा ।
गुह्यादगुह्य तरागम्या नित्याक्षर हृदिस्थिता ॥

( વ્યાસ સંહિતા. )

લીલા કરી હતી તે નિત્ય *ગોલોકવાસી કૃષ્ણ હતા તે ગોલોકવાસી કૃષ્ણમાં અક્ષરાતીતના આવેશ સહિત અક્ષર ભગવાનના આત્માએ પ્રવેશ કર્યો હતો. અને ગોલોકવાસીની લક્ષ્મીજીમાં અક્ષર ભગવાનના અંગથી ઉત્પન્ન થએલ અખંડ લક્ષ્મીના આત્માએ સ્વામિનીજી (શ્યામાજી) ના આવેશ સહિત પ્રવેશ કર્યો હતો. આ કારણથી ગોલોકવાસી કૃષ્ણ અને લક્ષ્મીનાં સ્વરૂપો જુદાં નથી. પરંતુ એકજ છે. ઉપર લખેલો પ્રસંગ ગર્ગસંહિતામાં અને પુરાણ સંહિતામાં સવિસ્તર રીતે વર્ણવેલો છે.

પુરાણ ગ્રન્થોમાં શ્રીકૃષ્ણ પરમાત્માની લીલા ત્રણ પ્રકારની વર્ણવેલી છે. તે પણ સ્વરૂપના ભેદને લઈનેજ લખેલી છે. તેમાં મથુરામાં અને દ્વારકામાં જે શ્રીકૃષ્ણ ભગવાને લીલા કરેલ છે તે વૈકુંઠવાસી વિષ્ણુ ભગવાનની લીલા હતી. અને ગોકુલમાં જે શ્રીકૃષ્ણ પરમાત્માએ લીલા કરી હતી તે અક્ષર અને અક્ષરાતીતના અંશના આવેશ સહિત નિત્ય ગોલોકવાસી શ્રીકૃષ્ણચંદ્રની લીલા હતી. તેમજ વૃન્દાવનમાં જે શ્રીકૃષ્ણ પરમાત્માએ લીલા કરેલી છે તે અક્ષરના આત્માસહિત અક્ષરાતીત પરમાત્માની લીલા કહેલી છે.

હવે લીલાના ભેદોને પ્રકટ કરવા માટે શ્રીકૃષ્ણ પરમાત્માના અવતારનું પ્રયોજન જણાવીએ છીએ.

પરબ્રહ્મથી માયા ઉત્પન્ન થઈ હતી, તેનાથી રજોગુણ સત્વગુણ અને તમો ગુણ એ ત્રણ ગુણો ઉત્પન્ન થયા હતા. અને તે ત્રણ ગુણોમાંથી બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ એ ત્રણ દેવતાઓ અનુક્રમે ઉત્પન્ન થયા છે.

---

* ગોલોક નિત્ય વૈકુંઠલોક, અને બ્રહ્મપુર એ પર્યાય શબ્દો છે એટલે એ ત્રણ લોકો અક્ષર ભગવાનના ધામને કહેનારા છે.

(૧) वैकुण्ठ वैभवंयत्र मथुरा द्वारिकाश्रितं ।
मध्ये वृन्दा मधुवनं यत्र मध्या क्रया भवं ॥

( બ્રહ્મ સંહિતા. )

તેમાં રજો ગુણવાળા બ્રહ્મા જગતની સૃષ્ટિ કરે છે, સત્વગુણવાળા વિષ્ણુ સચરાચર જગતની પાલના કરે છે. અને તમો ગુણવાળા રૂદ્ર દેવ જગતનો સંહાર કરે છે. આ ત્રણે ઇશ્વરાવતાર કહેવાય છે. જો કે અજન્મા પરમેશ્વરને અવતાર લેવાની આવશ્યકતા નથી તો પણ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહેલું છે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થવા પામે છે, અને અધર્મ ઉત્પન્ન થાય છે ત્યારે ત્યારે હું મારા અંશ, કલા, અને આવેશથી અવતારોને ગ્રહણ કરૂં છું વળી તેજ પ્રસંગમાં સાધુ પુરૂષોના રક્ષણને માટે અને દુષ્ટોનો નાશ કરવા માટે તેમજ ધર્મનું સંસ્થાપન કરવા માટે હું યુગયુગમાં અવતારને ગ્રહણ કરૂં છું. આ શ્રીકૃષ્ણ ભગવાનના વચનોથી ઇશ્વરના અવતારનું અને તેના પ્રયોજનનું સારી રીતે પ્રતિપાદન કરી શકાય છે.

દ્વાપર યુગના અંતમાં અનેક ગર્વિષ્ઠ રાજાઓના રૂપને ધારણ કરનાર દૈત્યોના અસંખ્ય સૈન્યોના ભારથી પીડાને પ્રાપ્ત થયેલ પૃથ્વી બ્રહ્માને શરણે ગઇ હતી. તે પૃથ્વી ગાયના સ્વરૂપને ધારણ કરીને ખેદને પ્રાપ્ત થયેલી, દયાજનક રીતે બરાડા પાડતી બ્રહ્માની પાસે જઇને પોતાનું દુઃખ નીચે પ્રમાણે જણાવવા લાગી કે હે કૃપાસિંધુ બ્રહ્મા ? દુઃખરૂપી સર્પથી ગળાયેલ અને તમારે શરણે આવેલ મારી રક્ષા કરો, તમારા સિવાય હું બીજા કોને શરણે જાઉં ? હે પ્રભુ ? દીનપણાને પ્રાપ્ત થયેલ મારા ઉપર આવી પડેલ અસહ્ય ભારને દૂર કરો.

બ્રહ્મા તેના દુઃખને જાણીને તે ગાયરૂપ પૃથ્વી, દેવતાઓ અને મહાદેવજી સહિત ક્ષીર સાગરને કિનારે પરમેશ્વરની પ્રાર્થના કરવા ગયા ત્યાં જઇને એકાગ્ર ચિત્તવાળા બ્રહ્માએ, જગતના નાથ અને દેવનાદેવ એવા શેષશાયી નારાયણ ભગવાનની પુરૂષ સૂકતથી સ્તુતિ કરી અને ત્યાર પછી સમાધિમાં મગ્ન થઇ ભગવાનનું

સ્મરણુ કરવા લાગ્યા. સમાધિમાં આકાશમાં ઉત્પન્ન થયેલી ભગવાનની વાણીને સાંભળીને બ્રહ્માએ દેવતાઓને કહ્યું કે હે દેવતાઓ ! તમો મારાથી ભગવાનની વાણીને સાંભળો. અને તે પ્રમાણે તુરત કરો. આ બાબતમાં તમારે જરા પણ વિલંબ કરવો નહિં. પૃથ્વીને જે દુઃખ ઉત્પન્ન થયેલ છે તે આપણુને જણુાવ્યા પહેલાંજ ભગવાનના જાણુવામાં આવેલ છે. હવે દેવનાદેવ પોતાની કાલશકિતથી પૃથ્વીના ભારને દૂર કરતાં પૃથ્વીમાં અવતરે ત્યાં સુધી તમો સર્વે અંશથી યાદવોના કુલોમાં અવતાર ગ્રહણુ કરો અને પુરાણુ પુરૂષોત્તમ સાક્ષાત્ ભગવાન વસુદેવના ઘરમાં દેવકીજીના ઉદરથી પ્રકટ થશે માટે તમે તથા તમારી સ્ત્રિયો તે ભગવાનના પ્રિયને માટે અવતારને ગ્રહણુ કરો. વાસુદેવના અંશભૂત હજાર મુખોને ધારણુ કરનાર પોતાના તેજથી શોભાયમાન અનંત ભગવાન પરમાત્મા, જે પ્રિય કરવાની ઇચ્છાથી પરમાત્માના આ વેશ પહેલાં અવતારને ગ્રહણુ કરશે. અને જેની શકિતથી સમસ્ત જગતને મોહ પ્રાપ્ત થઇ ગયેલ છે એવી અને પ્રભુએ આજ્ઞા કરાયેલ વિષ્ણુની મહામાયા પણુ કેટલાંએક કાર્યોને માટે અંશાવતારને ગ્રહણુ કરશે. એવી રીતે બ્રહ્માએ દેવતાઓને કહીને પૃથ્વીને કહ્યું કે હે પૃથ્વી તું તારે સ્થળે જા થોડા વખતમાં સર્વ શકિતમાન ભગવાન તારા ભારને દૂર કરશે. આવી રીતે બ્રહ્માના આશ્વાસન વાકયને સાંભળીને પૃથ્વી બ્રહ્માને નમસ્કાર કરીને પોતાના સ્થાન પ્રત્યે ગઇ. અને બ્રહ્મા પણુ પોતાના ધામ સત્ય લોકમાં ગયા. બ્રહ્માએ આજ્ઞા કરાયેલા સર્વે દેવતાઓ પણુ પોતપોતાના ધામ પ્રત્યે ગયા. અને બ્રહ્માની આજ્ઞા પ્રમાણે યાદવના વંશોમાં અવતર્યા.

યદુવંશમાં અવતરેલા શૂરસેન નામના રાજા મથુરાનગરીમાં વસતા માથુર અને શૂરસેન નામના દેશોને ભોગવતા હતા. તે વખતે સર્વ યાદવ રાજાઓની મથુરા રાજ્યધાની હતી, તે

શુરસેન રાજાને ત્યાં વસુદેવ નામના પુત્ર ઉત્પન્ન થયા હતા. જેનો વિવાહ ઉગ્રસેનના ભાઇ દેવકરાજાની પુત્રી દેવકીની સાથે થયો હતો. વિવાહ થઇ રહ્યા પછી પ્રયાણુ વખતે વસુદેવ અને દેવકીને રથમાં બેસાડવામાં આવ્યાં હતાં. પોતાની બેન દેવકીને સારૂં લગાડવા માટે રથ ઉપર બેસીને કંસે પોતેજ ઘોડાઓની લગામ પોતાના હાથમાં રાખી હતી. આવી રીતે પ્રયાણુના વખતમાં શંખ અને મૃદંગ આદિ વાજીંત્રો વાગવા માંડયાં અને વરવધૂનું મંગલ બોલાવા લાગ્યું. તેવામાં રસ્તામાં રથને હાંકતા કંસને ઉદ્દેશીને આકાશવાણી થઇ કે હે મૂર્ખ ? તું જેના રથને હાંકે છે તેનો આઠમો ગર્ભ તારો નાશ કરશે. આવી રીતે આકાશ. વાણીને સાંભળીને ક્રૂર કંસ રથ ઉપરથી ઉતરીને હાથમાં તરવાર લઇને પોતાંની બેન દેવકીનો ચોટલો ઝાલીને મારવા માટે તૈયાર થયો. આવી રીતે દુષ્ટ કર્મ કરવામાં પ્રવૃત થયેલ કંસને જોઇને વસુદેવજીએ કેટલીએક રીતે તેનું સાંત્વન કરવા માંડયું પરંતુ કોઇ રીતે કંસના મનનું સમાધાન થયું નહિ ત્યારે છેવટે કહ્યું કે હે કંસ ? તને જે આકાશવાણીએ કહેલ છે તે સત્ય હોય તો પણ આ દેવકીજીથી તને ભય નથી. હવે જો તેના પુત્રથી તને ભય હોય તો આ તારી બેન દેવકીજીના ઉદરથી જે જે પુત્રો ઉત્પન્ન થશે તે તે હું તને તુરતજ સોંપી દઇશ. વસુદેવે જ્યારે આમ કહ્યું ત્યારે પોતાના મનનું સમાધાન થતાં કંસ પોતાની બેનના વધથી નિવૃત થઇ પોતાને ઘેર ગયો. અને દેવકી સહિત વસુદેવ પણ પોતાને ઘેર ગયા. ત્યાર પછી દેવકીજીને પહેલો ગર્ભ રહ્યો અને પ્રસવ થતાં પુત્ર ઉત્પન્ન થયો. પોતાના પુત્રને મારી નાખવા માટે આપી દેવો એ બહુજ દુષ્ટકારક છે તો પણ વસુ-દેવજીએ પોતાના વચનને પાળવા માટે ઉત્પન્ન થયેલ પુત્રને કંસને આપ્યો આવી રીતે વસુદેવજીનું સત્યપણું જોઇને કંસે વસુદેવને કહ્યું કે આકાશવાણીએ તમારા આઠમા દિકરાથી મારૂં મૃત્યુ

કહેલ છે માટે આ પુત્રથી મને કાંઈ પણ ભય નથી. માટે તમો તેને લઇ જાઓ. ઉપર પ્રમાણે કંસનું કહેવું થતાં વસુદેવ પોતાના પુત્રને લઇને ઘેર આવ્યા. પરંતુ ક્રુર કંસના વચન ઉપર વિશ્વાસ રાખ્યો નહિ. આ વખતે નારદ નામના મુનિએ કંસ પાસે આવીને કહ્યું કે, વૃજમાં નંદાદિ ગોવાળીઆઓ અને તેની સ્ત્રીઓ, વસુદેવાદિ યાદવો, અને તેની સ્ત્રિઓ તે બધાં દેવતારૂપે અવતરેલાં છે. અને તેઓના જ્ઞાતિ બંધુ અને સગાં સંબંધિઓ પણ તેવાંજ છે. તેમજ પૃથ્વીના ભારમૂત દૈત્યોનો નાશ કરવાનો પ્રસંગ પણ કંસને નારદજીએ કહી સંભળાવ્યો હતો. આવી રીતે કહીને નારદ મુનિ ગયા પછી કંસે યાદવોને દેવતા માની, અને દેવકીના ગર્ભથી ઉત્પન્ન થયેલ વિષ્ણુને પોતાના વધનું કારણ માની, દેવકી અને વસુદેવને બેડીઓ નાખી પોતાના ઘરમાં કેદ કર્યાં. અને જે જે પુત્ર ઉત્પન્ન થયા તેને વિષ્ણુ ભગવાનની શંકાથી મારવા લાગ્યો.

આવી રીતે દેવકીજીના છ પુત્રોને કંસે મારી નાખ્યા. ત્યાર પછી વિષ્ણુ ભગવાનના અંશભૂત જેનું અનંત એવું નામ આપવામાં આવેલ છે તે દેવકીજીને હર્ષ અને શોક વધારનાર ગર્ભ રૂપે ઉત્પન્ન થયા.

સર્વવ્યાપક વિશ્વાત્મા ભગવાને યાદવોને કંસથી ઉત્પન્ન થયેલો ભય જાણી પોતાની યોગમાયાની શકિતને આજ્ઞા કરી કે હે મહાદેવી ? તમો વૃજ પ્રત્યે જાઓ જે વૃજમાં નંદના ગોકુલમાં વસુદેવની રોહિણી નામનાં સ્ત્રી છે. તમો દેવકીના ઉદરમાં શેષ નામનું મારૂં તેજ છે તેને ખેંચીને તે રોહિણીના ઉદરમાં સ્થાપો. અને ત્યાર પછી હું દેવકીજીના પુત્ર રૂપે ઉત્પન્ન થઇશ. અને તમો નંદની સ્ત્રી યશોદાજીમાં ઉત્પન્ન થશો. આમ કરવાથી જગતમાં તમો પૂજાશો.

આવી રીતે વિષ્ણુ ભગવાનના વચનનો સ્વીકાર કરી તેઓને પ્રદક્ષિણા કરી યોગમાયા પૃથ્વી ઉપર જઈ ભગવાનના કહેવા પ્રમાણે વર્તવા લાગ્યાં. યોગમાયાએ દેવકીનો ગર્ભ ખેંચીને રોહિણીમાં સ્થાપ્યો ત્યારે દેવકીજીનો ગર્ભ પડી ગયો એમ શહેરનાં મનુષ્યો બોલવા લાગ્યાં. યોગમાયાએ રોહિણીના ઉદરમાં સ્થપાયેલો દેવકીજીનો ગર્ભ પુત્ર રૂપે ઉત્પન્ન થયો હતો તેનું ગર્ભ ખેંચવાથી સંકર્ષણ એવું નામ, બલના અધિકપણાથી બલરામ, અને લોકને રમાડવાથી રામ, એ પ્રમાણે ત્રણ નામો રાખવામાં આવ્યાં હતાં.

પ્રકાશ ત્રીજો સમાપ્ત.



## પ્રકાશ ૪

ભક્ત જનોને અભય આપનાર વિશ્વાત્મા ભગવાન વિષ્ણુએ પણ વસુદેવની પત્ની દેવકીજીમાં ઉત્પન્ન થવા માટે પ્રથમ વસુદેવના મનમાં પ્રવેશ કર્યો. ત્યારે વિષ્ણુ ભગવાનના તેજને ધારણ કરવાથી સૂર્ય સમાન તેજસ્વી વસુદેવના સામું કોઇપણ જોઇ શકતું ન હોતું. ત્યાર પછી વસુદેવજીએ ધ્યાન માત્રથી અર્પણ કરાયેલી શ્રી વિષ્ણુની મૂર્ત્તિને જેવી રીતે પૂર્વ દિશા ચંદ્રમાને ધારણ કરે તેવી રીતે દેવકીએ મનવડે કરીને ધારણ કરી.

શ્રી વિષ્ણુ ભગવાનને ગર્ભમાં ધારણ કરનાર, પોતાની કાંતિથી ભવનને શોભાવનાર, અને પવિત્ર મનવાળાં તે દેવકીજીને જોઇને પાપી કંસ કહેવા લાગ્યો કે મારા પ્રાણને હરનાર ભગવાન દેવકીજીના ઉદરમાં ખરેખર રહેલ છે. કારણ કે આ દેવકીજી ગર્ભ રહયા પહેલાં આવાં શોભાયમાન ન હોતાં. હવે મારે શું કરવું? સત્ય સંકલ્પ ભગવાન પોતાનું પરાક્રમ બતાવ્યા વગર રહેશે નહિ અને કદી આ વખતે જો હું દેવકીજીને મારૂં તો સ્ત્રી, બેન, અને ગર્ભિણીનો વધ મારો યશ, લક્ષ્મી, અને આયુષનો નાશ કરી નાખે, આ જગતમાં જે અત્યંત દુષ્ટ કામ કરે છે તેને જીવતોજ મુવો જાણવો. અને તે દુષ્ટ કામ કરનાર જ્યારે મરી જાય છે ત્યારે તેને માણસો ગાળો આપે છે અને તે દેહાભિમાની દુષ્ટ નરકને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે કંસ પોતાના મનમાં અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો. આવી રીતે દેવકીજીના વધથી નિવૃત્ત થયેલ અને ભગવાન તરફ વૈરભાવથી વર્તતો કંસ ભગવાનના જન્મની રાહ જોવા લાગ્યો તે કંસ સુતાં બેસતાં, ઉભા રહેતાં, ખાતાં અને પૃથ્વી ઉપર ફરતાં ભગવાનનો વિચાર કરવા લાગ્યો. તેથી તે સમસ્ત જગતને વિષ્ણુ ભગવાનમય જોવા લાગ્યો.

જ્યારે વિષ્ણુ ભગવાન દેવકીજીના ગર્ભમાં રહ્યા ત્યારે બ્રહ્મા,

મહાદેવ, નારદાદિ મુનિઓ અને અનુચરો સહિત દેવતાઓએ ત્યાં આવીને દિવ્ય વાણીથી ભકતજનોના મનોરથને પૂર્ણ કરનાર વિષ્ણુ ભગવાનની નીચે પ્રમાણે સ્તુતિ કરી. હે ભગવાન ? સત્ય સંકલ્પ અને ત્રણ કાલમાં સત્યાત્મક તમારે શરણે અમો આવેલા છીએ. હે કૃષ્ણ ? માયા રૂપી આશ્રયને, સુખ દુઃખ રૂપી બે ફલને, ત્રણ ગુણ રૂપી મૂળને, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ આ ચાર રસને, રસ રકત, માંસ મેદ, અસ્થિ, મજ્જા, અને શુક્ર આ સાત ધાતુ રૂપી છાલને, પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ નામની આઠ શાખાઓને સાત ઉપરનાં અને બે નીચેનાં એ પ્રમાણે નવ છિદ્રોને પ્રાણ, અપાન, ઉદાન, સમાન, વ્યાનનાગ, કૃકચ, કૂર્મ, દેવદત્ત અને ધનંજય એ દશ પ્રાણ રૂપી પાંદડાંને, અને જીવ અને ઇશ્વર રૂપી બે પક્ષીઓને ધારણ કરનાર આ સંસાર રૂપી વૃક્ષ છે તેની ઉત્પત્તિ, પાલનં અને નાશ કરનાર તમો પોતેજ છો એ પ્રકારના તમો સર્વ લોકોના કલ્યાણને માટે સત્વગુણ પ્રધાન અવતારોને ધારણ કરો છો. હે પ્રભુ ? જો તમો આ જગતમાં અવતારને ગ્રહણ ન કરો તો અજ્ઞાનને નિવૃત્તિ કરનાર તમારૂં અપરોક્ષ જ્ઞાન થઇ શકે નહિ. હે વિભુ! જેને મન, વચન અને કર્મ પહોંચી શકતાં નથી એવા અને સર્વના સાક્ષી ભૂત તમારાં નામો અને રૂપો જો કે ગુણ, જન્મ, અને કર્મથી વર્ણવી શકાતાં નથી તો પણ તમારા અનન્ય ભકતો પૂજા આદિ ક્રિયાઓમાં તમોને સાક્ષાત જુએ છે. હે ભગવાન ? તમારાં નામ અને રૂપોને સાંભળનાર બોલનાર અને વિચારનાર અને તમારા ચરણકમલમાં સદાને માટે ચિત્ત રાખનાર પુરૂષને આ સંસારમાં ફરીથી અવતાર લેવો પડતો નથી. હે હરિ ! તમો જન્મ લઇને પૃથ્વીનો ભાર ઉતારશો તે ઘણું સારૂં છે. અને તમારા ચરણ કમલથી પવિત્ર થયેલી પૃથ્વીને અમો જોયું એ પણ ઘણુંજ સારૂં થયું છે. હે કૃષ્ણ ? અજન્મા એવા તમારા જન્મનું કારણ કેવળ લીલાજ માનીએ છીએ. અર્થાત તમો લીલા કરવાને માટેજ જન્મને ધારણ કરો છો. હે ઇશ્વર ?

મત્સ્ય, કચ્છપ, વરાહાદિ યોનિઓમાં અવતાર ધારણ કરનાર તમો જેવી રીતે સમસ્ત જગતનું અને અમારૂં પાલન કરો છો તેમ આ વખતે રક્ષા કરો અને પૃથ્વીના ભારને દૂર કરો. ત્યાર પછી બ્રહ્માદિ દેવતાઓએ દેવકીજીને કહ્યું કે હે દેવિ ! અમારાં કલ્યાણ કરવાને માટે સાક્ષાત ભગવાન તમારા ઉદરમાં પ્રાપ્ત થયેલા છે માટે તમો જરા પણ કંસથી ભય રાખશો નહિ. તમારા પુત્ર યાદવોની રક્ષા કરનારા થશે.

ઉપર પ્રમાણે બ્રહ્માદિ દેવતાઓ ગર્ભમાં રહેલા વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી પોત પોતાના ધામ પ્રત્યે ગયા.

શ્રાવણ માસના કૃષ્ણ પક્ષમાં બુધવાર અને રોહિણી નક્ષત્ર યુક્ત આઠમને દિવસે અર્ધ રાત્રે જે વખતે સર્વ ગુણયુક્ત કાળ હતો. દિશાઓ પ્રસન્ન હતી. મંગલયુક્ત પૃથ્વી હતી. નિર્મળ જળ વાળી નદીઓ હતી, કમલથી ધુનાઓ શોભતા હતા. પક્ષીઓ અને ભ્રમરો જેમાં શબ્દ કરે છે એવી વનની પંક્તિઓ શોભતી હતી. મંદ, સુગંધ, અને શીતળ વાયુ વાતો હતો, બ્રાહ્મણોના અગ્નિ કુંડોમાંના શાંત થયેલા અગ્નિઓ જ્યારે પોતાની મેળે પ્રદીપ્ત થયા હતા અને સાધુ પુરૂષોનાં મન પ્રસન્ન હતાં તે વખતે ભગવાનનુ જન્મ થતાં આકાશમાં દેવના દુંદુભિ નગારાંઓ વાગવા માડયાં. તે ભગવાનના જન્મના સમયે કિંન્નર, અને ગંધર્વો ગાવા લાગ્યા. સિદ્ધ અને ચારણ સ્તુતિ કરવા લાગ્યા અને વિદ્યાધરની સ્ત્રીઓ અપ્સરાઓની સાથે નૃત્ય કરવા લાગી. મુનિપુરૂષો અને દેવતાઓ હર્ષયુક્ત થઇ આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. સમુદ્રની સાથે મેઘો પણ મંદમંદ ગર્જના કરવા માંડયા. ઘોર અંધકારયુક્ત અર્ધરાત્રે સર્વ પ્રાણી માત્રમાં અંતર્યામી રૂપે વર્ત્તનાર વિષ્ણુ ભગવાન જેવી રીતે પૂર્વ દિશામાં ચંદ્રમા ઉત્પન્ન થાય તેવી રીતે દેવ સ્વરૂપિણી દેવકીજીમાં ઉત્પન્ન થયા. કમલના જેવાં નેત્રવાળા, ચાર ભુજામાં

શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનાર, શ્રીવત્સનામનું ચિન્હ કૌસ્તુભમણિ, અને પીતાંબરને ધારણ કરનાર, ઘનશ્યામ, મુકુટ અને કુંડલની કાંતિથી શોભાયમાન કેશવાળા અને કંદોરો અને બાજુબંધથી શોભાયમાન એવા પોતાના બાળકને જોઇને આનંદયુક્ત નેત્રવાળા અને હર્ષને પામેલા વસુદેવજીએ તે વખતે પોતાને ત્યાં અવતરેલા પુત્રના અભ્યુદયને માટે મનથી બ્રાહ્મણોને દશ હજાર ગાયોનું દાન કરવાનો સંકલ્પ કર્યો. પોતાની કાંતિથી સૂતિકા ગૃહને શોભાડતા પોતાને ત્યાં અવતરેલા બાળકનો પરમ પુરૂષ છે એ પ્રમાણે નિશ્ચય કરીને બે હાથ જોડીને વસુદેવજી વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા કે હે ભગવાન? તમોને[૧] માયાથી પર, સર્વ બુદ્ધિના દ્રષ્ટા અને સાક્ષાત્ ભગવાન એવા મેં જાણેલ છે. તે તમો તમારી માયાથી જગતને બનાવીને તેમાં જો કે તમો પ્રવેશ કરતા નથી તો પણ તમોએ પ્રવેશ કર્યો હોય એમ તમો દેખાઓ છો. આવી રીતે ગુણોની સાથે વર્તનાર તમો ખરી રીતે જાણવામાં આવ્યા છો તેથી હું મને પોતાને મોટો ભાગ્યશાલી માનું છું. હે વિષ્ણુ? તમો ત્રણ લોકના પાલનને માટે માયા વડે શ્વેતવર્ણને ધારણ કરો છો. જગતની ઉત્પત્તિને માટે રક્તવર્ણને ધારણ કરો છો. અને જગતનો નાશ કરવાને માટે કૃષ્ણ વર્ણને ધારણ કરો છો. હે વિભુ? આ વખતે જે તમો આ લોકના રક્ષણને માટે મારે ઘેર અવતરેલા છો તે તમો રાજાના નામને ધારણ કરનાર અસુરોએ આમ તેમ ચલાયમાન સેનાઓનો નાશ કરશો. આવી રીતે સર્વ શક્તિમાન તમોને કોઇ પણ પ્રકારની હરકત નથી તો પણ તમારે સાવધાન રીતે વર્તવાની આવશ્યકતા છે. કારણ કે અમારે ઘેર તમારૂં જન્મ

---

तमद्भुतं बालकमम्बुजेक्षणं चतुर्भुजं शंखगदाद्युदायुधं।
श्रीवत्सलक्ष्मं गलशोभि कौस्तुभं पीतांबरं सान्द्रपयोदसौभगं॥
શ્રી. ભ. ભા. ૬. ૨૯. અ. ૩. શ્લો. ૯.)

થવાનું સાંભળીને દુષ્ટ કંસે તમારા છ મોટા ભાઈઓને મારી નાખેલા છે. તે કંસ પોતાના નોકર ચાકરોએ જણાવેલ તમારો અવતાર સાંભળીને હાથમાં આયુધોને ધારણ કરી હમણાંજ અહીં આવશે. આવી રીતે વસુદેવે સ્તુતિ કર્યા પછી જેમાં મહા પુરૂષનાં લક્ષણ જોવામાં આવે છે એવા પોતાના પુત્રને જોઇને કંસથી ભયભીત થઇ ગયેલાં દેવકીજી પણ વિષ્ણું ભગવાનની સ્તુતિ કરવા કરવા લાગ્યા કે હે ભગવાન્ ! વેદમાં જેનું નિર્ગુણ અને નિર્વિકાર સ્વરૂપ વર્ણન કરેલ છે તેજ તમો પોતે મહા વિષ્ણુ છો. જ્યારે ચૌદ બ્રહ્માંડનો નાશ થઈ જાય છે, ત્યારે બધાં નામોને ધારણ કરનાર તમો એકજ બાકી રહો છો. આવી જાતના તમોને જરાપણ ભયની શંકા નથી. આ જે કાલ છે તે તમારી ચેષ્ટા કહેવાય છે. હું તે તમારા નિર્ભય શરણને પ્રાપ્ત થયેલી છું. હે ભગવાન્ ! કંસથી ભયને પ્રાપ્ત થયેલ અમારી રક્ષા કરો અને આ ધ્યાન કરવા યોગ્ય તમારૂં ચતુર્ભુજ પુરૂષ સંબંધિ રૂપને ચર્મચક્ષુવાળા મનુષ્યોને બતાવો નહિ. આ પાપી કંસ મારે વિષે તમારો જન્મ થવાનું જાણે નહિ. કારણ કે તેનાથી હું બહુજ ભયને પ્રાપ્ત થાઉં છું, હે વિશ્વાત્મા ! શંખ, ચક્ર, ગદા અને પદ્મથીયુક્ત અને ચાર ભુજાવાળા આ તમારા સ્વરૂપને અદ્રશ્ય કરી નાખો.

આવી રીતે દેવકીજીએ કરેલી સ્તુતિને સાંભળીને ભગવાન બોલ્યા કે હેમા ! સ્વાયંભુવ નામના મન્વન્તરમાં પૂર્વ જન્મમાં તમો પ્રશ્નિ નામે ઉત્પન્ન થયાં હતાં અને આ મારા પિતા વસુદેવ સુતપા નામથી ઉત્પન્ન થયા હતા. તમો બન્ને બ્રહ્માની આજ્ઞાથી સૃષ્ટિ કરવાને માટે તપ કરવા લાગ્યાં અને વર્ષાદ, વાયુ, તડકો, હિમ, ઘામ, આ કાલના ગુણોને સહન કરતાં, પવિત્ર, ઝાડ ઉપરથી પડી ગયેલાં પાન અને વાયુનું ભોજન કરનાર તમોએ પોતાના મનોરથને સંપૂર્ણ કરવા માટે મારૂં આરાધન કર્યું હતું. આવી રીતે તીવ્રતપ

કરતાં કરતાં દેવતાના બાર હજાર વર્ષો વ્યતીત થઇ ગયાં તે વખતે તમારા ઉપર પ્રસન્ન થઈને મેં આજ શરીરથી તમોને દર્શન આપ્યું હતું. અને મેં તમોને તમારે જે જોઇએ તે વરદાન માગવાનું કહ્યું હતું. આમ જ્યારે મેં કહ્યું ત્યારે સંતાન વગરનાં તમોએ મારા જેવો દીકરો ઉત્પન્ન થવાનું વરદાન માંગ્યું પણ દેવની માયાથી મોહને પ્રાપ્ત થયેલા તમોએ મોક્ષને માગ્યો નહિ, તમોને મારા જેવો દીકરો ઉત્પન્ન થશે આવી રીતે વરદાન આપી હું વૈકુંઠ લોકમાં ગયો. ત્યાર પછી જેના મનોરથો પૂર્ણ થયેલ છે એવા તમો સાંસારીક વિષયોને ભોગવવા માંડયા. ત્યાર પછી આ લોકમાં મારા જેવો બીજો કોઇ પણ જોવામાં ન આવતાં હું પ્રથમ તમારો પ્રશ્નિ ગર્ભ નામનો પુત્ર ઉત્પન્ન થયો. ત્યાર પછી બીજા જન્મમાં કશ્યપથી અદિતિમાં વામનરૂપે હું તમારે ત્યાં અવતર્યો હતો અને આ ત્રીજા જન્મમાં તેજ શરીરથી હું તમારે ત્યાં ઉત્પન્ન થયો છું. હે દેવકીજી! આ મારાં વચનને સત્ય માનશો. મારા જન્મનું જ્ઞાન મનુષ્યના શરીરથી ઉત્પન્ન થઇ શકતું નથી. તેથી પૂર્વ જન્મના સ્મરણને માટે આ મારૂં રૂપ તમોને બતાવેલું છે. હવે બીજી લીલા થવાની છે જેથી* હે માતાપિતા! પુત્ર ભાવથી કે બ્રહ્મભાવે તમોએ મારૂં ચિંત્વન કરેલું છે તો તમો સદ્‌ગતિને પ્રાપ્ત થશો. આમ કહીને ભગવાને વસુદેવને કહ્યું કે જો તમો કંસથી બીહતા હોતો તમોને જે બાળક સ્વરૂપ જોવામાં આવે તેને ગોકુલ પ્રત્યે લઇ જાઓ. અને યશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલ યોગમાયાને અહીં લઇ આવો આવી રીતે પોતાના માતાપિતાને કહી વિષ્ણુ ભગવાન બોલતા અદ્રષ્ય થયા અને ત્યાર પછી તત્કાલ ગોલોકવાસી દ્વિભુજ બાળક સ્વરૂપના દર્શન થયાં ત્યાર પછી વસુદેવ ભગવાનની આજ્ઞાનુસાર પોતાના પુત્રને ગ્રહણ કરીને

---

*તમો બે ભુજવાળું બાળક સ્વરૂપ જોશો?

બહાર જવાને તૈયાર થયા. [1] તેટલી વારમાં ગોકુલમાં નંદજીની પત્ની યશોદાના ઉદરથી યોગમાયા ઉત્પન્ન થયાં. જ્યારે પોતાના પુત્રને લઇને વસુદેવજી બહાર નિકળવા તૈયાર થયા. ત્યારે તે યોગમાયાની શક્તિથી દ્વારપાલો અને શહેરના મનુષ્યો નિદ્રાવશ થઇ ગયાં. અને બારણાનાં મોટાં કમાડો પોતાની મેળે ઉઘડી ગયાં હતાં તે વખતે મંદ મંદ ગર્જના કરતો મેઘ વર્ષવા લાગ્યો. અને શેષનાગ પોતાની ફણાઓથી શ્રીકૃષ્ણ પરમાત્મા ઉપર પડતા જલને વારવા લાગ્યો. મેઘ વર્ષતાં ગંભીર જલનાં તરંગવાળા અને જેમાં મોટી અનેક ઘુમરીઓ ફર્યા કરે છે એવાં યમુનાજી નામનાં નદીએ જેવી રીતે રામચંદ્રજીને સમુદ્રે માર્ગ આપ્યો હતો તેવી રીતે કૃષ્ણ પરમાત્માના ચરણસ્પર્શ કરી. વહન કરનાર વસુદેવને માર્ગ આપ્યો. વસુદેવજી નંદના વૃજ પ્રત્યે જઇ ત્યાં યોગ નિદ્રાથી સુઇ ગયેલા ગોવાળીઆઓને જોઇ યશોદાજીના શયનમાં પોતાના પુત્રને પધરાવી અને યશોદાથી ઉત્પન્ન થયેલ યોગમાયાને ગ્રહણ કરી ફરીને મથુરામાં પોતે જ્યાં (કારાગૃહમાં) રહેતા હતા ત્યાં આવ્યા. તે યોગમાયાને દેવકીજીના શયનમાં પધરાવીને અને પોતાના પગમાં લોઢાની બેડીઓ પહેરીને આગળના પેઠે રહેવા લાગ્યા.

---

૧ વિષ્ણુ ભગવાન પોતાનાં માતા પિતાને પોતાના ત્રણ જન્મનું વૃત્તાન્ત કહી સંભળાવી પોતાના સ્થાન પ્રત્યે (વૈકુંઠ લોક) ગયા અને ત્યાર પછી ગોલોકવાસી સ્વરૂપમાં અક્ષર ભગવાનનું અક્ષરાતીત પરમાત્માના આવેશવાળું દ્વિભુજ સ્વરૂપ પ્રકટ થયું તેનું પ્રમાણ

गुंजावतंसशिखिबर्ह किरिट जुष्टं ॥
वंशीविभूषित भुजद्वय शोभ मानम् ॥
कृष्णं परात्परतरं निजबोध पूर्णं ॥
वन्दे परेधाम्नि विराजमानम् ॥ १ ॥

જેની સ્મરણશક્તિ યોગ નિદ્રાથી નાશ પામેલ છે, એવા નંદની પત્ની યશોદાજીએ પોતાનાથી કાંઇક પણ સંતાન ઉત્પન્ન થવાનું જાણ્યું પરંતુ દિકરો કે દિકરી ઉત્પન્ન થઇ તે કાંઇ પણ તેના જાણવામાં આવ્યું નહિ. વસુદેવજી મથુરામાં આવ્યા પછી, જે બારણાઓનાં કમાડો ઉઘડી ગયાં હતાં તે પોતાની મેળે બંધ થઈ ગયાં, અને ત્યાર પછી ઉત્પન્ન થયેલ બાળકના શબ્દને સાંભળીને જે વસુદેવના ઘરની આગલ ચોકીદારો કંસે રાખેલા હતા તેઓએ એકદમ ઉઠીને દેવકીજીને ગર્ભ ઉત્પન્ન થવાનું કંસને જણાવ્યું. પોતાના દ્વારપાલોથી દેવકીજીના ગર્ભની ઉત્પત્તિ જાણી કંસ સત્વર શય્યામાંથી ઉભો થઈ, આ મારો કાળ આવ્યો એવી રીતે વિહ્વલ બની, રસ્તામાં ઠેંસો ખાતો અને જેના કેશ છુટી ગયેલ છે એવો કંસ કારાગૃહ પ્રત્યે ગયો. અને જઇને બોલવા લાગ્યો કે આ મારો નાશ કરનાર છે માટે મારે તેને મારી નાખવો જોઇએ. પોતાના સંતાનને મારવા માટે આવેલ પોતાના ભાઇ કંસને દેવકીજી દીન વાણીથી કહેવા લાગ્યા કે હે ભાઇ? આ તારા દિકરાની વહુ છે. અને તે સ્ત્રી છે તો તેને મારવાને માટે તું યોગ્ય નથી. તેં મારા ઘણા દિકરાઓને મારી નાખેલા છે હવે આ એક પુત્રીને રહેવા દે. જેના પુત્રો મરી ગયેલા છે અને દીન એવી હું તારી નાની બેન છું તો હે કંસ? આ તારી છેલ્લી પ્રજાને આપવાને તું યોગ્ય છો એવી રીતે રુદન કરતાં દેવકીજીએ દીનની પેઠે યાચના કરાયેલો કંસ તેમને ઓલવરાવાને તેના હાથમાંથી કન્યાને બળાત્કારથી ખેંચીને લઇ લીધી અને તે કન્યાને બે પગ પકડીને એક શિલા ઉપર જોરથી ફેંકી દીધી. તે કન્યા કંસના હાથમાંથી નીકળી જઇ સત્વર દેવીના રૂપને ધારણ કરી આકાશમાં જઇ, આયુધ સહિત આઠ ભુજાવાળા કંસના જોવામાં આવ્યા. અને બોલવા લાગ્યાં કે હે મૂર્ખ કંસ? મને મારવાથી શું ફળ છે? તારો નાશ કરનાર તારો પૂર્વ શત્રુ કોઇ પણ સ્થળે ઉત્પન્ન થઈ ચુકયો છે માટે તારે દીન

બાળકોને વૃથા મારવાં નહિ. આવી જાતનાં યોગ માયાનાં વચનોને સાંભળીને કંસ એકદમ મૂર્છિત થઇ ગયો અને થોડીવારે મૂર્છા ઉતર્યા પછી પોતાની બેન દેવકી અને બનેવી વસુદેવને બંદીખાનામાંથી મુકત કરી વિનયથી બોલવા લાગ્યો કે હે બેનબનેવી પાપકર્મ કરનાર મેં તમારા ઘણા દિકરાઓ મારી નાંખેલા છે. આવી રીતે નીચ કામ કરનાર હું કયા લોકમાં જઇશ તેની મને ખબર પડતી નથી. આટલા દિવસ સુધી તો મનુષ્યોજ ખોટું બોલે છે એવી મારી માન્યતા હતી, પણ હવે તો દેવ પણ ખોટું બોલે છે એમ મારા જાણવામાં આવેલ છે. મેં દેવ વચનના વિશ્વાસથી તમારા બાળકોને મારેલા છે. પોતાના પ્રારબ્ધને ભોગવતા તમારા પુત્રોનો તમો શોક કરશો નહિ કારણ કે દૈવાધીન પ્રાણીઓ હંમેશાં એક સ્થળે રહી શકતાં નથી. જો જ્ઞાન દૃષ્ટિથી જોઇએ તો બધા પ્રાણી માત્રો જેવી રીતે ઉત્પન્ન થાય છે અને મૃત્યુને પ્રાપ્ત થાય છે તેવી રીતે નિત્ય આત્માને જન્મ મરણાદિ વિકારો હોતા નથી. માટે તમારા પુત્રોનો શોક કરવા તમો યોગ્ય નથી. હે, બેન ! મેં મારેલા તમારા પુત્રનો તમો શોક કરશો નહિ કારણ કે આ સંસારમાં સર્વ કોઇ પોતે કરેલા કર્મના ફલને ભોગવે છે. મારાં દુષ્ટપણાને ક્ષમા કરો. કારણ કે સાધુ પુરૂષો દીન પુરૂષો ઉપર દયા રાખનારા હોય છે.

આમ કહીને જેની આંખમાં આંસું આવી ગયેલ છે એવો કંસ પોતાના બેન બનેવીના પગમાં પડયો. અને માફી માગવા લાગ્યો. ત્યારે દેવકીએ ક્રોધનો ત્યાગ કરી તેને ક્ષમા આપી અને જ્ઞાની એવા વસુદેવ હસીને બોલવા લાગ્યા કે હે કંસ ! જે તમોએ પ્રાણીઓની કર્માધીન સ્થિતિ બતાવેલ છે તે બરોબર છે. આ જગતમાં અજ્ઞાનથી અહંકાર ઉત્પન્ન થાય છે અને તેને લઇને હું અને બીજો એ પ્રમાણે ભેદબુદ્ધિ ઉત્પન્ન થવા પામે છે. તે ભેદ બુદ્ધિથી ઉત્પન્ન થયેલ શોક હર્ષ, ભય, દ્વેષ, લોભ, મોહ

અને મહથી મુક્ત એવા મનુષ્યો કોઇ પણ નિમિત્ત વડે અન્યોન્ય પદાર્થનો નાશ કરનાર ઇશ્વરને જોતા નથી.

આવી રીતે પ્રસન્ન થયેલા વસુદેવ, અને દેવકીએ કહેવાયેલો અને તેઓએ આજ્ઞા અપાયેલો કંસ પોતાને ઘેર ગયો અને તે રાત્રિએ તેને નિદ્રા આવી નહિં.

પ્રકાશ ચોથો સમાપ્ત.



## પ્રકાશ ૫.

જે રાત્રિમાં કંસને નિદ્રા આવેલ નથી તે રાત્રિ ગયા પછી બીજે દિવસે, કંસે પોતાના મંત્રીઓને બોલાવીને જે યોગ્યમાયાએ પોતાને કહ્યું હતું તે કહી સંભળાવ્યું. કંસનું કહેવું સાંભળી મંત્રીઓ બોલ્યા કે હે કંસ! જો તેમ હોય તો શહેર, ગામ, અને નેસડા આદિ સ્થળોમાં જન્મેલાં દશ દિવસની અંદરનાં અને દશ દીવસના બાલકોને આપણે મરાવી નાખીએ. વળી દેવતાના શત્રુઓ તે દાનવ મંત્રીઓ બોલ્યા કે તમારા ધનુષના શબ્દથી ઉદ્વેગ પામેલા અને સંગ્રામમાં બીરૂ દેવતાઓ આપણુને શું કરી શકશે? તમારા બાણોથી હણાયેલા દેવતાઓ જીવવાની ઇચ્છાથી સંગ્રામને છોડીને ભાગી જાય છે. જો કે દેવતાઓ વિષ્ણુ મહાદેવ, અને બ્રહ્મા તેમજ ઇન્દ્ર, આપણુને કાંઇ પણ હરકત કરી શકે તેમ નથી તો પણ તે આપણ શત્રુઓ છે માટે તેની આપણે ઉપેક્ષા કરવી નહિ એમ અમો માનીએ છીએ માટે તેઓનું મૂળ ખોદી નાખવાની અમોને આજ્ઞા આપો સર્વ દેવતાઓનું મૂલ વિષ્ણું છે કે જેમાં સનાતન ધર્મ રહેલ છે. અને તે ધર્મનું, વેદો, ગાય, બ્રાહ્મણ, તપ, અને દક્ષિણા સહિત યજ્ઞો મૂળભુત છે, માટે આપણે વેદને જાણનાર બ્રાહ્મણોને, તપસ્વીઓને યજ્ઞ કરનારને, અને હવિષને આપનાર ગાયોને મારી નાખવામાં પ્રવૃતિ કરીએ. બ્રાહ્મણ, ગાય, વેદ, તપ, સત્ય, દમ, સમ, શ્રદ્ધા દયા તિતિક્ષા, અને યજ્ઞ, આ બધાં ભગવાનના શરીર છે માટે પ્રથમ ઋષિઓને મારવા એ ભગવાનના વધનો ઉપાય છે આવી રીતે દુષ્ટ મંત્રીઓ સાથે વિચાર કરતો અને કાલપાશથી વીંટાયેલા દુષ્ટ કંસે બ્રાહ્મણોની હિંસા કરવામાં પોતાનું હિત માન્યું ત્યાર પછી રાક્ષસોને લોકોને નાશ કરવા માટે આજ્ઞા કરીને કંસ પોતાના ઘર પ્રત્યે ગયો.

તે દુષ્ટ રાક્ષસો કે જેનું મૃત્યુ નજીકમાં છે, તેઓએ સાધુ પુરૂષોનો દ્વેષ કરવા માંડયો. સત્પુરૂષોની સાથે દ્વેષ કરયો તે પુરૂષનાં

આયુષ્ય, લક્ષ્મી, યશ ધર્મ ઉત્તમ લોક, મનોરથ, અને બધાં કલ્યાણનો નાશ કરી નાખે છે.

હવે ગોકુલમાં નંદજી પોતાને ત્યાં પુત્ર ઉત્પન્ન થવાનો શુભ પ્રસંગ જાણી પરમ આનંદને પ્રાપ્ત થયા અને તે વખતે સ્નાન કરી પવિત્ર થઇ, અને અલંકારોને પહેરીને, જ્યોતિષીઓ અને વેદને જાણનાર બ્રાહ્મણોને બોલાવી તેની પાસે સ્વસ્તિ વાચન વંચાવી અને પોતાના પુત્રનું વિધિવત્ જાત કર્મ કરાવ્યું તે વખતે નંદજીએ બ્રાહ્મણોને શણગારેલી બે લાખ ગાયો રત્ન, સુવર્ણ અને વસ્ત્રથી વીંટાયેલા સાત તલના ઢગલાઓનું બ્રાહ્મણોને દાન આપ્યું બ્રાહ્મણ સૂત, માગધ, અને બંદીજન મંગલવાણી ઉચ્ચારવા લાગ્યા ગાનારાઓ ગાવા લાગ્યા અને ઢોલ અને નગારાઓ વાગવા લાગ્યા જ્યારે શ્રી• કૃષ્ણ પરમાત્મા ગોકુલમાં પ્રગટ થયા ત્યારે ગોવાળીઆઓ અને ગોપીઓના મનમાં ઘણોજ આનંદ ઉત્પન્ન થયો અને બધાં નાનાં પ્રકારનાં વસ્ત્રો અને આભુષણો પહેરીને અને હાથમાં ભેટની સામગ્રીઓ લઇ નંદજીને ઘેર ગયા અને ત્યાં જઇને તમો ઘણા દિવસ અમારી રક્ષા કરો એ પ્રમાણે આશિષોને આપીને, હલદરનું ચૂર્ણ, તેલ, દુધ, દહી, અને માખણથી એક બીજાંને છાંટવા માંડયા અને નાના પ્રકારના ગીતો ગાવા માંડયા આ મહોત્સવમાં મોટા મનવાળા નંદજીએ સૂત માગધ, સંબંદિજનો, અને બીજા વિદ્યોપજીવી બ્રાહ્મણોને વસ્ત્ર અલંકાર, અને ગાયોના દાન આપ્યા ઉપર જણાવેલાં બધાં કામો નંદજીએ વિષ્ણુના આરાધનને માટે અને પોતાના પુત્રના ઉદયના માટે કર્યાં. આ મહોત્સવમાં નંદજી અને ગોવાળીઆઓએ વખાણેલાં, અને દિવ્ય વસ્ત્ર અને માલાને ધારણ કરનાર રોહિણીજી પણ ફરતાં હતાં આવી રીતે શ્રીકૃષ્ણ પરમાત્મા નંદજીના વ્રજ પ્રત્યે પધાર્યા તે દિવસથી માંડીને નંદજીનું વ્રજ સર્વ સમૃદ્ધિમાન્ અને લક્ષ્મીના વિહાર સ્થાનભૂત થયું.

આવી રીતે મહોત્સવ સંપૂર્ણ થયા પછી નંદજી ગોકુલનું રક્ષણ કરવામાં ગોવાળીઆઓને જોડીને કંસને વાર્ષિક કર આપવા માટે મથુરા નગરી પ્રત્યે ગયા તે વખતે વસુદેવજી ત્યાં આવેલા નંદજીને જાણીને તેઓને મલવા ગયા. નંદજીએ વસુદેવને જોઈ દેહમાં જેમ પ્રાણ આવે અને ઉઠે તે પ્રમાણે ઉઠીને પ્રેમવિહ્વલ થઇ વસુદેવને ભેટયા. નંદજીએ વિધિવત પૂજા કરાયેલા વસુદેવ બોલ્યા કે પ્રજાની આશા છોડી બેઠેલ તમારે ત્યાં હાલ પુત્ર ઉત્પન્ન થયો એ ઘણુંજ સારૂ થયેલ છે. આ સંસારમાં સ્નેહી જનોનો સમાગમ અન્યોન્ય પરમ આનંદદાયક થય છે. કારણ કે પ્રિય જનનું દર્શન દુર્લભ છે. આ જગતમાં જુદા જુદા કર્મોવાળાં સ્નેહીઓથી એક ઠેકાણે રહેવાનું બની શકતું નથી. તમારૂં વૃન્દાવન કુશલ વર્તે છે? અને તમોને પિતા તરીકે માનતો મારો પુત્ર બલરામ પોતાની મા રોહિણી સહિત કુશલ વર્તે છે? આ પ્રમાણે વસુદેવના કુશલ પ્રશ્નો સાંભળીને નંદજી બોલ્યા કે હે ભાઈ! તમારા દેવકીજીના ઉદરથી ઉત્પન્ન થયેલા ઘણા પુત્રો કંસે મારી નાખ્યા અને એક છેવટે ઉત્પન્ન થયેલ કન્યા પણ આકાશમાં ચાલી ગઈ એ ખરેખર શોચનીય પ્રસંગ બનેલ છે. આવા અનિષ્ટ પ્રસંગમાં અજ્ઞાની મનુષ્યને મોહ ઉત્પન્ન થાય છે પરંતુ તમો તો જ્ઞાની છો તેથી તમારા મનમાં કોઈ પણ પ્રકારે કલેશ ઉત્પન્ન થવાનો સંભવ નથી. આવી રીતે કહેવાયેલા નંદજીએ વસુદેવને કહયું કે તમોએ કંસને વાર્ષિક કર આપી દીધેલ છે અને આપણે અન્યોન્ય મલ્યા પણ છીએ તો હવે ગોકુલમાં મોટા ઉત્પાતો થાય છે તો તમારે આ સ્થલે વધારે રોકાવું નહિ. એ પ્રમાણે વસુદેવનું કહેવું સાંભળી નંદાદિ ગોવાળીઆઓ તેઓની આજ્ઞાનુસાર ગોકુલ તરફ જવાને માટે રવાના થયા. રસ્તામાં વસુદેવનાં વચનો મિથ્યા નથી એમ વિચાર કરતા નંદજી પરમ કૃપાળુ પરમાત્માને શરણે ગયા.

તે સમયે કંસે મોકલેલી અને બાળકોને મારનાર[1] પૂતના નામની રાક્ષસી શહેર, ગામ અને વ્રજાદિમાં બાળકોને શોધતી ફરતી હતી. તે પૂતનાએ કોઇ વખતે ઉત્તમ સ્ત્રીના જેવા વેષને ધારણ કરીને નંદજીના વ્રજમાં પ્રવેશ કર્યો. વસ્ત્રાભરણથી યુકત તે પૂતનાને જોઇને, પોતાના પતિને જોવાને માટે જાણે લક્ષ્મીજી આવ્યાં હોય તે પ્રમાણે ગોપીઓ તેને માનવા લાગી. ત્યાર પછી તે પૂતના બાળકોને શોધતી, દૈવની ઇચ્છાથી, નંદજીના ઘરમાં દુષ્ટ પુરૂષોનો નાશ કરનાર બાળકને શય્યામાં જોયા બાળકોને મારનાર તે પૂતનાને આવેલી જાણીને પરમાત્માએ પોતાની આંખો બંધ કરી. અને તે રાક્ષસીએ બાલક રૂપ પરમાત્માને પોતાના ખોળામાં બેસાડયા. તે વખતે તે પૂતનાને જોતી, યશોદા અને રોહિણી તેના તેજથી અંજાઇ જતાં તેને રોકી શકી નહિ. ત્યાર પછી ભયંકર પૂતના બાળકને ખોળામાં

---

[1]સચ્ચિદાનંદમય પૂર્ણબ્રહ્મ અક્ષરાતીત પરમાત્માના આવેશવાળા શ્રી કૃષ્ણ પરમાત્મા અસુરોનો સંહાર કરે અને તેનો ઉદ્ધાર કરે એ બાબત સંભવીત નથી. તેથી વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધના આવેશથી શ્રી કૃષ્ણ પરમાત્માએ પાપી રાક્ષસોનો સંહાર કરી તેઓને ઉત્તમ ગતિએ પહોંચાડેલ છે. શ્રી કૃષ્ણ પરમાત્માએ બાલ્યાવસ્થા, પૌગંડાવસ્થા, અને કિશોરાવસ્થામાં જ્યાં અસુરોનો સંહાર કરેલ છે તે સ્થળે, ઉપર લખેલી ચતુર્વ્યૂહના આવેશથી કરેલ છે એમ શાસ્ત્રમાં સમાધાન કરેલ છે. શ્રી. મ. ભા. એ. ૨૬.

नमस्ते वासुदेवाय । नमः संकर्षणायच ॥
प्रद्युम्नायानिरुद्धाय । हृषीकेशाय नमो नमः ॥ १ ॥

उत्पत्त्यसंभवात् ॥ अ० । अ० । २ । पा० । २ । सू । ४० । तत्र भागवता-मन्यन्ते भगवानेवैको वासुदेवो स चतुर्धात्मानं प्रविभज्य प्रतिष्ठितो वासुदेव व्युह-रूपेण संकर्षणव्युहरूपेण प्रद्युम्न व्युहरूपेणानिरुद्ध व्यूहरूपेण च ॥

લઇ પોતાનું ઝેરથી ભરેલું સ્તન પરમાત્માને ધાવવા માટે આપ્યું. શ્રીકૃષ્ણ પરમાત્માએ તેના સ્તનને બે હાથથી સારી રીતે દબાવીને તેના પ્રાણ સહિત તે સ્તનનું પાન કરી ગયા. પરમાત્મા જ્યારે સ્તનનું પાન કરવા લાગ્યા ત્યારે મને મુકી દે મને મુકી દે એ પ્રમાણે બોલતી; પોતાના નેત્રોને ઉઘાડી નાખીને ચરણને પૃથ્વીપર પછાડતાં જેના શરીરમાં પસીનો આવી ગયેલ છે, એવી પૂતના મોટા સ્વરથી રોવા લાગી. આવી રીતે પરમાત્માએ જેના પ્રાણ શોષી લીધેલ છે એવી પૂતના પોતાના મુખને ઉઘાડું કરી. કેશ, ચરણ, અને ભુજાઓને ફેલાવીને વ્રજમાં પોતના સ્વરૂપથી રહેતી, વજ્રથી હણાયેલો વૃત્રાસુર જેવી રીતે પડી ગયો હતો તેવી રીતે પડી ગઇ ત્યારે પડતાં તે પુતનાના દેહે છ ગાઉના મધ્યમાં રહેલા ઝાડોને ભાંગી નાખ્યા જેમાં મોટી દાઢો વાળું, પર્વતની ગુફા જેવી જેમાં નાસિકા રહેલી છે, નાનાં પર્વતના જેવાં જેમાં સ્તન રહેલા છે, આંધળા કુવા જેવાં જેમા નેત્ર હેલ છે, જલ વગરના ધુના જેવું જેમાં ઉદર રહેલ છે એવું પૂતનાનુ શરીર જોઇને ગોવાળીઆઓ અને ગોપીઓ ઘણાજ ત્રાસ પામ્યા અને ગોપીઓએ પૂતનાની છાતી ઉપર રમતા પરમાત્માને પોતાની પાસે લઇ લીધા તે ગોપીઓ યશોદા અને રોહણીની સાથે ગાયના પૂંછડાનું ફેરવવું તે આદિવડે બાલક એવા શ્રી કૃષ્ણને ચોતરફ સારી રીતે રક્ષા કરવા લાગી પ્રથમ શ્રી કૃષ્ણને ગોમૂત્રથી સ્નાન કરાવી અને પછી બાર અંગમાં જુદા ભગવાનના નામોથી ગાયનું રજ અને ગોમયથી રક્ષા કરી. તેટલી વારમાં નંદાદિ ગોવાળીઆઓ મથુરાથી વ્રજ પ્રત્યે પાછા આવ્યા. અને ત્યાં ભયંકર પૂતનાના દેહને જોઇને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે આપણને વસુદેવજીએ જે ઉત્પાત થવાનું કહ્યું હતું તે ઉત્પાત આપણા જોવામાં આવ્યો માટે ખરેખર વસુદેવ કોઈ ૠષિ કે યોગેશ્વર છે. ત્યાર પછી નંદાદિ ગોવાળીઆઓએ કુવાડાથી તે પૂતનાના દેહના જુદા જુદા

કટકા કરી નાખીને તેને લાકડામાં નાખીને બાળી નાખ્યા. શ્રીકૃષ્ણ પરમાત્માએ કરેલ સ્તનપાનથી જેનું મૃત્યુ થયેલ છે એવી પુતનાના બળતા દેહમાંથી અગર ચંદનના જેવો સુગન્ધ ઉત્પન્ન થયો. આવી રીતે લોકોના બાલકોને મારનારી, લોહીને પીનારી, પૂતના મારવાની ઇચ્છા વડે પણ પરમાત્માને સ્તપાન કરાવીને મૃત્યુ પામેલી સદ્‌ગતિને પ્રાપ્ત થઇ એવી રીતે મહા પાપી પૂતના સદગતિને પ્રાપ્ત થઇ તો પરમાત્માની માતાઓ સદ્‌ગતિને પ્રાપ્ત થાય તેમાં તો શું જ કહેવું? આ કૃષ્ણ પરમાત્માને પુત્ર રૂપે જોતી, ગોપીઓને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો આ સંસાર ફરીથી ઉત્પન્ન થતો નથી. અર્થાત ફરીને તેઓને જન્મ લેવો પડતો નથી તે વખતે વ્રજથી બહાર ગયેલા માણસો, વૃજમાં આવીને તે સુંગધી ધુમાડાને સુંઘીને આ શું છે? અને તે કયાંથી આવે છે એમ બોલતાં બોલતાં વ્રજમાં આવ્યાં ત્યારે ગોપીઆઓએ પૂતનાના આવવાની સવિસ્તર હકીકત તેઓને કહી સંભળાવી, જે સાંભળીને તેઓ બધા વિસ્મય પામ્યા. મરણના મુખમાંથી છુટેલા પોતાના પુત્રને પોતાની પાસે બેસાડીને, તેઓનું મસ્તક સુંઘીને નંદજી પરમ આનંદને પ્રાપ્ત થયા.

એક વખતે શ્રી કૃષ્ણ પરમાત્માના અંગ ફેરવવાના સમયમાં કરેલા ઉત્સવમાં અને તેજ દિવસે કરેલ જન્મ નક્ષત્રના યોગમાં મળેલી બધી વ્રજની સ્ત્રીઓના મધ્યમાં યશોદાજીએ શ્રી કૃષ્ણનો અભિષેક કર્યો. ત્યાર પછી યશોદાજી અન્નાદિથી પૂજાયેલ બ્રાહ્મણોથી જેનું સ્વસ્તિ વાચન કરાવેલું છે એવા પોતાના પુત્ર શ્રી કૃષ્ણ પરમાત્માને નિદ્રામાં આવેલા જાણી ગાડાં નીચે બાંધેલ પારણામાં પોઢાડયા. તે ઉત્સવમાં આવેલા વ્રજવાસિઓના સન્માન કરવામાં રોકાયેલાં યશોદાજીએ સ્તનપાનને માટે રોતા એવા શ્રીકૃષ્ણ પરમાત્માનું રોવું સાંભળ્યું નહિં. તે વખતે દૂધ પીવાની ઇચ્છાવાળા શ્રી કૃષ્ણે પોતાના ચરણને ઉંચા કરીને તે ગાડાને પાટુઓ મારી જેથી તે ગાડું

ઉંધું પડી ગયું. યશોદાદિ ગોપીઓ અને નંદાદિ ગોવાળીઆઓ તે અદ્ભૂત કર્મને જોઇને વિસ્મયને પ્રાપ્ત થયા.

એક વખતે યશોદાજી પોતાના ખોળામાં બેઠેલા શ્રી કૃષ્ણ પરમાત્માને લાડ લડાવતાં પોતાના બાળકનો ભાર ઉપાડવાને માટે શક્તિમાન ન થયાં ત્યારે ભારથી પીડાને પ્રાપ્ત થયેલ યશોદાજીએ પોતાના પુત્રને પૃથ્વી ઉપર પધરાવીને મહા પુરૂષનું ધ્યાન કરવા લાગ્યાં. તેટલી વારમાં કંસે મોકલેલો તૃણાવર્ત્ત નામનો દૈત્ય, વંટોળીયા (પવનના) રૂપથી આવીને પરમાત્માને આકાશમાં લઇ ગયો. તે વખતે વંટોળીયાથી એટલી તો ધુળ ઉડતી હતી કે જેને લઇને એક બીજાને જોઇ પણ શકાતું નહોતું. વંટોળીયાથી ધૂળનો વર્ષાદ થયો. ત્યારે યશોદાજી, જે સ્થળે શ્રી કૃષ્ણને પધરાવ્યા હતા. તે સ્થળે તેઓ જોવામાં ન આવતાં ઘણોજ શોક કરવા લાગ્યાં. તે દૈત્ય પરમાત્માને દુઃખથી આકાશમાં લઇ ગયેલો પણ તેથી આગળ વધી શકયો નહિ. તે બાળક પરમાત્માને પર્વત સમાન માનતો અને પરમાત્માને ગળામાં ગ્રહણ કરાયેલો તૃણાવર્ત્ત નામનો દૈત્ય તેનાથી છુટી જવાને શક્તિમાન થઇ શકયો નહિં. અને પરમાત્માએ ગળું પકડયું તેથી તે દૈત્ય, કે જેનાં પ્રાણ નીકળી ગયેલ છે એવો, પરમાત્માની સાથે વ્રજમાં આવી પડયો. તે દૈત્યની છાતી ઉપર રમતા, શ્રી કૃષ્ણ પરમાત્માને ગ્રહણ કરી ગોવાળીઆઓ અને ગોપીઓ યશોદાજીને આપીને પરમ હર્ષને પ્રાપ્ત થયા.

પ્રકાશ પાંચમો સમાપ્ત.

## પ્રકાશ ૬.

એક વખતે યશોદાજી પોતાના પુત્ર શ્રીકૃષ્ણ પરમાત્માને પોતાના ખોળામાં બેસાડીને સ્તનપાન કરાવતા હતા તેવામાં પરમાત્માને બગાસું આવ્યું અને બગાંસાંથી ઉઘડી ગયેલા પરમાત્માના મુખમાં યશોદાજીએ નીચે પ્રમાણે જોયું. આકાશ, સ્વર્ગ-પૃથ્વી જ્યોતિશ્ચક્ર, દિશાઓ, સુર્ય ચંદ્ર, અગ્નિ, વાયુ, વરૂણ સમુદ્ર, દ્વીપ, નદી, પર્વત અને સ્થાવર જંગમ પ્રાણી માત્ર આ બધાં શ્રીકૃષ્ણ પરમાત્માના મુખમાં જોવામાં આવતાં યશોદાજી કંપવા લાગ્યાં અને પોતાની આંખોને વીંચીને વિસ્મય પામ્યાં.

ત્યાર પછી યાદવોના આચાર્ય ગર્ગાચાર્ય વસુદેવે મોકલેલા, નંદજીના વ્રજ પ્રત્યે આવ્યા'નંદજીએ તેઓની વિધિવત પુજા કરીને કહ્યું કે આ મારાં પુત્રનું તમો નામ પાડવાને યોગ્ય છો આવી રીતે નંદજીએ પ્રાર્થના કરાયેલા ગર્ગાચાર્યે એકાંતમાં બન્ને બાલકોના નામ પાડયાં. રોહિણીના પુત્રના, રામ, બલરામ, અને સંકર્ષણ, અને યશોદાજીના પુત્રનું એક શ્રી કૃષ્ણ અને એક વાસુદેવ એ પ્રમાણે નામ પાડીને નંદજીને ગર્ગાચાર્યે કહ્યું કે આ તમારા પુત્રના ગુણ અને કર્મને અનુરૂપ અનેક નામો છે. તેને હું જાણતો નથી તેમજ કોઇ પણ મનુષ્ય જાણતા નથી, હવે ટુંકામાં કહું છું કે આ તમારા પુત્ર ગુણવડે નારાયણ સમાન છે માટે તમો તેનું સર્વ પ્રકારે રક્ષણ કરો. આવી રીતે કહીને ગર્ગાચાર્ય પોતાને ઘેર ગયા અને હર્ષ પામેલા નંદજીએ પોતાના આત્માને કૃતાર્થ માન્યો.

થોડા વખત પછી રામ અને કૃષ્ણ હાથ અને ગોઠણ સહિત વ્રજમાં રમવા માંડયા. પોતાના ચરણ કમલમાં પહેરેલાં ઝાંઝરોના શબ્દોથી હર્ષને પામેલા ભયને પ્રાપ્ત થયેલા હોય તેમ યશોદા અને રોહિણીના સમીપમાં ગયાં તે વખતે યશોદા અને રોહિણીયે

પોતાના પુત્રોને સ્તનપાન કરાવ્યું અને નાના દાંતવાળુ તેઓનું મુખ જોઇને આનંદ પામી. આમ કરતાં થોડો વખત ગયો ત્યારે શ્રીકૃષ્ણ અને બળરામ ચરણોથી વ્રજમાં ચાલવા માંડયા અને પોતાના મિત્રોની સાથે વ્રજની સ્ત્રીઓને આનંદ આપતા રમવા લાગ્યા. શ્રીકૃષ્ણ પરમાત્માનું ચપલપણું જોઇને ગોપીઓ તેમનાં માતા યશોદાજીને કહેવા લાગી કે આ તમારા પુત્ર કવખતે વાછરડાંઓને ગાયો પાસે છોડી મુકે છે અને દહીં દુધને ચોરી જાય છે અને વાંદરાઓને ખવડાવે છે. તેમજ ગોરસનાં પાત્રોને ભાંગી નાખે છે આવી રીતે ગોપીઓએ કહેવાયેલા એવાં પણ યશોદાજી પુત્ર ઉપરના સ્નેહને લઇને તેમને ઠપકો આપવાને શકિતમાન થયા નહિં.

એક વખતે શ્રીકૃષ્ણની સાથે રમતા રામાદિ ગોવાળીઆઓએ શ્રીકૃષ્ણ પરમાત્માએ માટી ખાધેલી છે એવી રીતે પોતાની મા યશોદાજીને કહ્યું ત્યારે યશોદાજીએ કૃષ્ણને કહ્યું કે હે પુત્ર તમોએ *માટી શા માટે ખાધી? આ બધા તમારા મિત્રો અને તમારા મોટાભાઇ બળરામ કૃષ્ણે માટી ખાધી છે એમ કહે છે, પોતાની માતાના વચન સાંભળીને પરમાત્માએ કહ્યું કે હે માતા મેં માટી ખાધી નથી તે બધા ખોટું બોલે છે જો તમો તેનું વચન સત્ય માનતા હો તો મારા મોઢામાં જુઓ; આમ કહી શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાનું મુખ કમળ ઉઘાડયું ત્યારે યશોદાજીએ ફરીને વિશ્વરૂપનું દર્શન કર્યું. પોતાના પુત્રના મુખમાં સ્થાવર જંગમ ચૌદ બ્રહ્માંડ જોઇને યશોદાજીના

*શ્રી કૃષ્ણ પરમાત્માએ માટીનું ભક્ષણ કર્યું હતું તેનું એક તો કારણ એ કે પોતાનાં માતુશ્રીને પોતાના મુખમાં ચૌદ લોકનું દર્શન કરાવવાનું હતું અને બીજું પોતના આત્માની સાથે રહેલા બાર હજાર અગ્નિકુમારોના આત્માના પોષણને માટે પણ શ્રીકૃષ્ણ પરમાત્માએ માટીનું ભક્ષણ કર્યું હતું. આ પ્રસંગ માહેશ્વર તંત્રમાં લખેલો છે.

મનમાં આધ્યાત્મિક જ્ઞાન ઉત્પન્ન થયું, તેને શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતાની માયાથી દબાવી દીધું, અર્થાત યશોદાજી તે બધું ભુલી જઇને પોતાના કામમાં લાગી ગયાં.

આવી રીતે શ્રીકૃષ્ણ પરમાત્માએ જેઓને બાલલીલાનું સુખ આપેલ છે તે નંદજી પુર્વ જન્મમાં આઠ વસુઓમાં ઉત્તમ દ્રોણ નામના વસુ હતા. અને યશોદાજી તે તેમની ધરા નામની સ્ત્રી હતાં. બ્રહ્માની આજ્ઞા વડે ગાયોની સેવા કરનાર પ્રજાને ઉત્પન્ન કરશે એવા નંદજીએ બ્રહ્માને કહ્યું કે ઉત્પન્ન થયેલ અમારાં બન્નેની પરમાત્મામાં ભક્તિ થાઓ એવી રીતે અમારા ઉપર કૃપા કરો એમ જ્યારે કહ્યું ત્યારે બ્રહ્માએ કહ્યું કે તમારા બન્નેની હવે થનારા જન્મમાં પરમાત્મામાં ભક્તિ થશે અને તમો પરમાત્માના બાલ્યાદિ ચરીત્રોને જોશો એમ કહેવાયલા દ્રોણ વ્રજમાં નંદ નામના ઉત્પન્ન થયા. અને ધરા તે યશોદા નામનાં તેમનાં સ્ત્રી થયાં આ કારણને લઇને પોતાને ત્યાં પુત્ર રૂપે રહેલા શ્રીકૃષ્ણ પરમાત્મામાં નંદજી અને યશોદાજીની પ્રેમલક્ષણા ભક્તિ ઉત્પન્ન થઇ કે જેને લઇને તેઓ બંને કૃતાર્થ થયાં.

એક વખતે યશોદાજી, ઘરની બધી દાસીઓ બીજા કામમાં લાગી જતાં પોતેજ છાશ કરવાનું કામ કરવા લાગ્યાં. અને તે વખતે પરમાત્માના બાલ ચરિત્રને ગાવા લાગ્યાં. તેટલી વારમાં ધાવવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણ તેઓની પાસે આવ્યા ત્યારે યશોદાજીએ તેઓને ખોળામાં બેસાડીને સ્તનપાન કરાવવા માંડયું તેટલી વારમાં ચુલા ઉપર ઉનું મુકેલું દુધ ઉભરાવા લાગ્યું તેથી પરમાત્માને અતૃપ્ત સ્થિતિમાં મુકીને યશોદાજી દુધ ઉતારવાને ગયાં. સ્તનપાનથી અતૃપ્ત પરમાત્માને, રીસ ચડી, તેથી દહીં મથવાની ગોળી ભાંગી નાખીને માખણને ખાવા લાગ્યા. યશોદાજી ઉતારીને પાછાં આવ્યાં ત્યારે ભાંગી નાખેલ ગોળીને જોઇ પ્રભુ

તે કામ કરનાર પોતાના પુત્રને જોયા નહિ ત્યાર પછી યશોદાજી પોતાના પુત્રને શોધવા લાગ્યાં. ત્યારે ઉંધો વાળેલ ખાંડણીયા ઉપર ઉભેલા, છીંકામાં રહેલ માખણને વાંદરાઓને આપતા, અને ચોરના જેવાં છે નેત્ર જેનાં એવા શ્રીકૃષ્ણને જોઇને ધીમે ધીમે તેમને પકડવા લાગ્યાં. જેના હાથમાં લાકડી છે એવા યશોદાજીને જોઇને કૃષ્ણ ભગવાન ખાંડણીયાથી નીચા ઉતરી ભયભીતની પેઠે ભાગી ગયા. જે પરમાત્માને યોગી પુરૂષનું મન પણ પહોંચી શકતું નથી તે પરમાત્માની પછવાડે યશોદાજી દોડયાં. કૃષ્ણની પછવાડે દોડતાં યશોદાજીએ, શ્રીકૃષ્ણને પકડી લીધા, અને અપરાધી અને રોતા શ્રીકૃષ્ણને ઠપકો આપ્યો. પોતાના પુત્ર ભયને પ્રાપ્ત થયેલા છે એમ જાણી લાકડીનો ત્યાગ કરી યશોદાજીએ તેમને દોરડાથી બાંધી લેવા ઇચ્છા કરી. ત્યારે યશોદાજી ખાંડણીયાની સાથે દોરડીથી શ્રી કૃષ્ણને બાંધવા માંડયા. શ્રીકૃષ્ણને બાંધવા માટે જે દોરડું પહેલાં લીધું. તે ચાર આંગલ ઓછું થતાં તેની સાથે બીજું દોરડું જોડયું. અને તે પણ ચાર આંગળ ઓછું થતાં તેની સાથે ત્રીજું દોરડું જોડયું આવી રીતે યશોદાજીએ ઘરમાં જેટલા દોરડાં હતાં તેટલાં જોડી દીધા તો પણ શ્રીકૃષ્ણ બંધાણા નહિ ત્યારે યશોદાજી વિસ્મયને પ્રાપ્ત થયાં. પોતાને બાંધવામાં થાકી ગયેલાં પોતાના માતાને જોઇ કૃષ્ણ પોતાની મેળે બંધાઇ ગયા. પોતાની માએ ખાંડણીયાની સાથે દોરડીથી બાંધેલા શ્રી કૃષ્ણે કુબેરના પુત્ર ગુહ્યકને આંજણીયાના વૃક્ષ રૂપે જોયા.

તે નલકુબેર અને મણિગ્રીવ, પૂર્વે નારદના શ્રાપથી, વૃક્ષપણાંને પ્રાપ્ત થયા હતા. નારદ મુનિએ તેઓને શ્રાપ આપ્યો હતો ત્યારે કહ્યું હતું કે દેવતાના સો વર્ષ ગયા પછી તમોને જ્યારે શ્રીકૃષ્ણ પરમાત્માનું દર્શન થશે ત્યારે તમો આ વૃક્ષયોનિથી મુક્ત થઇ સ્વર્ગ લોકને પ્રાપ્ત થશો. નારદ મુનિના વચનને સત્ય કરવા માટે શ્રી કૃષ્ણ

પરમાત્માએ તે ખાંડણીયાને ખેંચતાં ખેંચતાં તે બે આંજણીયાના ઝાડની વચમાં પ્રવેશ કર્યો, અને પ્રવેશ કર્યો તેટલી વારમાં તે ખાંડણીઓ આડો થઇ ગયો ત્યારે તે આડો થઇ ગયેલ અને તે બે ઝાડની વચ્ચે અટકેલા ખાંડણીયાને ભગવાને જોરથી ખેંચ્યો તેથી તે બન્ને ઝાડો પ્રચંડ શબ્દ કરતાં પડી ગયાં. તેમાંથી નલકુબર અને મણિગ્રીવ નામના બે ગુહ્યકો નીકળ્યા તેણે સ્તુતિ કરીને કહ્યું કે અમો તમારા અનુચરના નોકર છીએ. નારદ મુનિના અનુગ્રહથી અમોને તમારૂં દર્શન થયેલ છે. હવે તમો અમોને જવાની આજ્ઞા આપો. આવી રીતે સ્તુતિ કરાયેલ પરમાત્માએ તેઓને જવાની આજ્ઞા આપતાં તેઓ બન્ને ઉત્તર દિશા તરફ ગયા.

એક વખતે નંદાદિ ગોવાળીઆઓ વ્રજમાં મોટા ઉત્પાતો થતા જોઇને બધા મળીને, ગોકુળના હિતને માટે વિચાર કરવા લાગ્યા. તેમાં જ્ઞાન અને અવસ્થાથી અધિક ઉપનંદ નામનો ગોવાળીઓ બોલ્યો કે આ સ્થળમાં બાળકોને નાશ કરનાર મોટા ઉત્પાતો થાય છે. માટે આપણે અહીં રહેવું નહિં. હવે આપણે જ્યાં સુધી આ ઉત્પાતો શાંત ન થાય ત્યાં સુધી બાળકોને સાથે લઇ સહકુટુંબ, વૃન્દાવનમાં જતા રહીએ. જો આ બાબત તમો સર્વને અનુકુળ આવતી હોય તો આપણી ગાયોના સમૂહને સાથે લઇને, ગાડાં જોડીને આપણે ત્યાં જવાને માટે તૈયાર થઇએ. વળી વૃંદાવન નામનું વન ઘણુંજ સુંદર છે ત્યાં રહેવાથી ગાયો અને આપણને અત્યંત આનંદ આવશે. આવી રીતે ઉપનંદ નામના ગોવાળીઆનું કહેવું સાંભળી, નંદાદિ ગોવાળીઆઓ, પોતપોતાનાં ગાડાંઓને જોડી તેના ઉપર વૃદ્ધ અને બાળકોને બેસાડીને, ગાયોના ટોળાંઓને આગળ કરીને વાદિત્રોના શબ્દો કરતા વૃન્દાવનમાં ગયા. ગાડા ઉપર બેઠેલી ગોપીઓ શ્રીકૃષ્ણ પરમાત્માની લીલાઓને ગાવા લાગી. અને એક ગાડા ઉપર બેઠેલી યશોદા, અને રોહિણી, શ્રી કૃષ્ણ અને રામની સાથે તેઓની

લીલાના ગાનનું શ્રવણ કરતી શોભતી હતી. તે સર્વે ગોવાળીઆ-ઓએ વૃન્દાવનમાં જઇને યમુનાજીને કાંઠે, નિવાસ કર્યો.

વૃન્દાવનમાં રહેતા રામ અને શ્રીકૃષ્ણ, સુંદર વાકયો વડે વ્રજમાં રહેનારાઓને આનંદ કરાવતા, વાછડાઓને ચારવા લાગ્યા. કોઇ વખતે તેઓ બન્ને બંસીને બજાવતા, કોઈ વખતે ગોફણોથી પથરા-ઓને ફેંકતા, કોઇ વખતે બળદની પેઠે શબ્દ કરતા, વનમાં રમતા હતા. આવી રીતે ગોવાળીઆઓની સાથે રામ અને શ્રીકૃષ્ણ રમતા હતા, તેવામાં વાછડાના રૂપને ધારણ કરનાર વત્સાસુર નામનો દૈત્ય આવ્યો. વાછડાના રૂપને ધારણ કરનાર તે દૈત્યને શ્રી કૃષ્ણ પરમાત્માએ બલરા-મને બતાવીને, તે દૈત્યના પાછલા પગ અને પુંછડાને ઝાલી અને સારી રીતે ફેરવીને એક કોઠના ઝાડમાં પછાડયો તેથી તે મૃત્યુને પ્રાપ્ત થયો, મારી નાંખેલ વત્સાસૂરને જોઇને, બાળકો શ્રી કૃષ્ણ અને રામને વખાણવા લાગ્યા અને દેવતાઓએ આકાશમાંથી પુષ્પની વૃષ્ટી કરી.

એક વખતે શ્રીકૃષ્ણ અને બલરામ બધા ગોવાળીઆઓની સાથે પોતપોતાના વાછડાંઓને ચારતા, યમુનાજીમાં વાછડાંઓને પાણી પીવરાવીને પોતે પણ જળનું પાન કર્યું.

તે વખતે યમુનાજીના કાંઠા ઉપર બેઠેલ મોટા બગલાના રૂપને ધારણ કરનાર બકાસુર નામનો દૈત્ય ઝટકાળ દોડી આવી શ્રી કૃષ્ણ પરમાત્માને ગળી ગયો. પરમાત્માને જ્યારે બકાસુર ગળી ગયો ત્યારે રામાદિ ગોવાળીઆઓ બહુજ દુઃખ પામ્યા પોતાના તાળવાંને બાળતા પરમાત્માને બકાસુરે ઓકી નાખ્યા અને ફરીને પરમાત્માને ચાંચથી મારવા માટે દોડયો ત્યારે આવતા બકાસુરને જોઇને, તેની બે ચાંચોને પોતાના બે હાથથી ગ્રહણ કરી સર્વે બાલ-કો જોતાં જોતાં, શ્રી કૃષ્ણ ભગવાને ચીરી નાંખ્યો. આવી રીતે બકાસુરને મારનાર ભગવાનને જોઇ, દેવતાઓએ આકાશમાંથી

પુષ્પોની વૃષ્ટિ કરી અને રામાદિ ગોવાળીઆઓ આનંદને પ્રાપ્ત થયા. આવી રીતે વિહાર કરતા શ્રી કૃષ્ણ ભગવાને અને બલરામે પોતાની ૧ કુમારાવસ્થા પુરી કરી.

## પ્રકાશ છઠો સમાપ્ત.

---

૧ શ્રી કૃષ્ણ પરમાત્માએ કેટલીક બાલ્યાવસ્થામાં અને કેટલીએક પોગંડાવસ્થામાં લીલા કરેલ છે. જન્મથી તે પાંચ વર્ષ સુધી બાલ્યાવસ્થા કહેવાય છે અને છ થી દશ વર્ષ સુધી પોગંડાવસ્થા કહેવાય છે આ બન્ને અવસ્થાઓને શ્રી કૃષ્ણ પરમાત્માએ વ્રજમાં રહીને પુરી કરેલ છે. ત્યાર પછીની કિશોરાવસ્થા કે જે અગીઆરથી તે પંદર વર્ષ સુધીની છે તેનાં એક વર્ષ અને બાવન દિવસો પર્યંત શ્રી કૃષ્ણ પરમાત્માએ વ્રજમાં નિવાસ કર્યો હતો. આ બધી લીલા ગોકુલ લીલા એ નામથી ઓળખાય છે. અને ત્યાર પછીની લીલા મથુરાની લીલા કહેવાય છે. અને ત્રીજી લીલા દ્વારકાની લીલા કહેવાય છે.

गोकुले मथुरायांच द्वारावत्या मनुकमात्
कृष्णलीला त्रिधा प्रोक्ता तत्तत्भेदैरनेकधा

## પ્રકાશ ૭.

કોઇ એક વખતે શ્રીકૃષ્ણ પરમાત્મા સવારમાં ઉઠીને પોતાના મિત્રોને જગાડીને શિંગડાંઓને બજાવતા, વાછડાંઓની આગળ વ્રજમાંથી બહાર નીકળ્યા, તે વખતે હજારો ગોવાળીઆના બાળકો પોતપોતાનાં વાછડાંઓને, આગળ કરીને, શિંગડાઓ, પરોણા, અને વાંસડાઓને ગ્રહણ કરી પરમાત્મા સાથે ગયા. ત્યાર પછી તે બધા શ્રીકૃષ્ણ પરમાત્માના વાછરડાંઓની સાથે પોતાના વાછડાંઓને એકઠા કરીને બાળલીલા રમવા લાગ્યા ત્યાં બાળકો નાના પ્રકારની રમતો કરતાં હતાં તેમાં કંસે મોકલેલ, અને મોટા સર્પના રૂપને ધારણ કરનાર, અઘાસુર નામનો દૈત્ય આવીને રસ્તામાં પોતાનું મોઢું ઉઘાડું રાખી સુતો. તે સર્પ રૂપ અઘાસુરને જોઇને, અજ્ઞાન બાળકો વિચાર કરવા લાગ્યાં કે, આ સર્પના જેવું કયું પ્રાણી છે? શું આ પ્રાણી આપણને ગળી જશે? કદી ગળી જશે? તો પણ પરમાત્મા આપણને છોડાવશે. એમ કહી તાળીઓ વગાડતા ગોવાળીઆઓને પરમાત્માએ તેઓને વારવાનો વિચાર કર્યો તેટલી વારમાં અઘાસુરના મુખમાં પ્રવેશ કરી ગયા. બધા બાળકો પોતાના મુખમાં પેસી ગયા, તો પણ જ્યાં સુધી શ્રીકૃષ્ણ પરમાત્માએ તેના મુખમાં પ્રવેશ કર્યો નહિ ત્યાં સુધી તે દૈત્યે પોતાનું મોઢું ઉઘાડું રાખ્યું. ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્મા અઘાસુરના મુખમાં પેસી ગયેલા દીન ગોવાળીયાઓને જોઇને તે ખળ અઘાસુરનું મરણ કેવી રીતે થાય અને આ ગોવાળીઆઓ કેવી રીતે જીવે એવી રીતે વિચાર કરતાં અઘાસુરના મુખમાં પેસી ગયા. જ્યારે પરમાત્માએ અઘાસુરના મુખમાં પ્રવેશ કર્યો ત્યારે આકાશમાં દેવતાઓ ભયથી હાહાકાર કરવા લાગ્યા અને અઘાસુરના બાંધવો હર્ષને પામ્યા. શ્રીકૃષ્ણ પરમાત્માએ તેના ગળામાં જઇને પોતાના દેહને મોટો કર્યો કે જેથી તેની બધી ઇન્દ્રિયોના માર્ગો રોકાઇ જતાં તેનો પ્રાણવાયુ તેના મસ્તકને

છેદીને બહાર નીકળી ગયો. ત્યાર પછી પરમાત્મા મરી ગયેલા ગોવાળીઆઓને અમૃત દૃષ્ટીથી જીવતા કરીને તેના મુખમાંથી બહાર નીકળ્યા તેટલી વારમાં પહેલાં બહાર નીકળી ગયેલું અઘા-સુરના આત્માનું તેજ જે પરમાત્માની રાહ જોતું હતું તે પરમાત્માના સ્વરૂપમાં મળી ગયું. આવી રીતે પરમાત્માએ અઘાસુરને માર્યો ત્યારે દેવતાઓએ આકાશમાંથો પુષ્પની વૃષ્ટિ કરો, અપ્સરાઓ નાચવા લાગી, અને ગંધર્વો નાના પ્રકારના ગીતો ગાવા લાગ્યા. આવી રીતે વાદિત્રો અને સ્તુતિના શબ્દો સાંભળી, સત્ય લોકમાં નિવાસ કરતા બ્રહ્મા સમીપમાં આવીને શ્રીકૃષ્ણ પરમાત્માના મહિમાને જોઇને વિસ્મયને પામ્યા.

તે અઘાસુરના ચાંમડાનું ખોખું વૃન્દાવનમાં બાલકોને રમવા માટે મોટું ભોંયરૂં થયું ત્યાર પછી અઘાસુરના મુખથી વાછડાંઓને અને બાળકોને બચાવીને, તેઓને યમુનાજીના કાંઠા ઉપર લઇ આવીને પરમાત્માએ કહ્યું કે હે બાલકો ! આ યમુનાનો કાંઠો ઘણોજ સરસ છે માટે આજે આપણે અહીંજ ભોજન કરીએ, આપણે બધા થાકી ગયેલા છીએ તો અહિંજ ભોજનાદિક ક્રિયા કરવી યોગ્ય જણાય છે. આ આપણા વાછડાઓ જળનું પાન કરી સમીપમાં ખડને ચરો. આવી રીતે પરમાત્માનું કહેવું સાંભળીને તે બધા બાલકો વાછડાંઓને લીલા ખડવાળા પ્રદેશમાં છુટા મુકીને, પોતાના શિંકાઓને નીચાં મુકીને, શ્રીકૃષ્ણ પરમાત્માની સાથે ભોજન કરવા લાગ્યાં આવી રીતે ગોવાળીઆઓની સાથે શ્રીકૃષ્ણ પરમાત્મા ભોજન કરે છે, તેવામાં ચરતાં, ચરતાં, વાછડાંઓ, દૂર ચાલ્યા ગયાં, વાછ-ડાંઓ જોવામાં ન આવતાં ભય પામેલા બાળકોને જોઇને શ્રી કૃષ્ણ પરમાત્માએ તેઓને કહ્યું કે હે મિત્રો ! તમો જમતા અટકશો નહિ, તમારા વાછડાંઓને હું લઈ આવીશ આવી રીતે કહીને જેના હાથમાં કોળીઓ રહી ગયેલ છે એવા પરમાત્મા વાછડાંઓને શોધવા ગયા તેટલી વારમાં બ્રહ્મા શ્રીકૃષ્ણ પરમાત્માનો મહીમા જોવા માટે

જે સ્થળે, ગોવાળીઆઓ બેઠા હતા, તે સ્થાનથી, તઓને હરી ગયા. તે પછી વનમાં વાછડાંઓને અને યમુનાના તીર ઉપર બાળકોને નહિ જોઇને આ બધું બ્રહ્માએ કરેલું છે એમ મનમાં જાણીને બાળકોની માતાઓને, અને બ્રહ્માને, હર્ષ કરવા માટે જેવા વાછડાઓ અને બાળકો હતા, તેવા રૂપોને શ્રીકૃષ્ણ પરમાત્માએ [1] ધારણ કર્યાં અને પોતપોતાના સ્થાન પ્રત્યે, વાછડાંઓના રૂપને ધારણ કરનાર અને બાળકોના રૂપને ધારણ કરનાર, પરમાત્માએ પ્રવેશ કર્યો. આવી રીતે વાછડાઓ અને બાળકો પરમાત્મા પોતે થતાજ, વૃજવાસીઓનો તેના ઉંપર સ્નેહ એક વર્ષ સુધી અથાગ વધવા લાગ્યો એક વખતે બળરામ વૃજવાસીઓના પ્રેમનો વધારો જોઇને વિચાર કરવા લાગ્યા કે, આ દેવતાની માયા છે કે મનુષ્યની માયા છે કે દૈત્યની માયા છે? એમ મનમાં વિચાર કરવા લાગ્યા અને છેવટે આ માયા મને પણ મોહ ઉત્પન્ન કરે છે તેથી આ માયા શ્રીકૃષ્ણ પરમાત્માનીજ છે એમ હું માનું છું આવી રીતે વિચાર કરીને જ્ઞાન દૃષ્ટિથી જોતાં, વાછડાંઓ અને બાળકો બધા કૃષ્ણ રૂપે બલરામના જોવામાં આવ્યા. ત્યાર પછી શ્રીકૃષ્ણ પરમાત્માને જોઇને બલરામે

---

૧ બ્રહ્મા જ્યારે વાછડાંઓ અને બાળકોને હરી ગયા હતા તે વખતે શ્રીકૃષ્ણ પરમાત્માએ તેના જેવા બીજા નવા ઉત્પન્ન કર્યા હતા. આ નવા વાછડાંઓ અને બાળકોને વ્રજવાસીઓ જાણી શકયા નહિ. એ સર્વશકિતમાન્ શ્રીકૃષ્ણ પરમાત્માની અદ્ભુત લીલાનો ચમત્કાર હતો. આ ચમત્કાર વ્રજવાશી અને બ્રહ્માંડના કલ્પાંતમાં પણ સમજી લેવો. જેવી રીતે વાછડાંઓ અને બાળકોને પોતાના સ્વરૂપમાં લીન કર્યાં હતાં તેવીજ રીતે અગ્નિકુમારોના મારોને પણ પોતાના આત્મામાં લીન કર્યા હતા.

આ પ્રસંગ શ્રીમુખવાણી નામના ગ્રન્થમાં લખેલ છે.

કહ્યું કે આ બધા વાછડાંઓ રૂષિઓનાં અંશભૂત છે અને બાળકો દેવતાના અંશભૂત છે. એમ હું જાણું છું અને હવે તો બધુ તમોજ છો એમ દેખાય છે, માટે આ શું છે તે મને જણાવો.

આવી રીતે બળરામે પૂછયું ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માએ બધી વાત કહી સંભળાવી ત્યારે બળરામના મનનું સારી રીતે સમાધાન થયું. તેટલી વારમાં બ્રહ્મા પોતાની ત્રુટિ માત્ર કાલ વડે ત્યાં આવીને, બાલકો સહિત રમતા પરમાત્માને જોઇને, વિસ્મય પામ્યા, અને મનમાં વિચાર કરવા લાગ્યા કે જે વાછરડાંઓ અને બાળકોને હું લઇ ગયેલો છું તે તો માંયારૂપી શયનમાં સૂઇ ગયેલાં છે હજુ ઉઠેલાં નથી, માટે તે આ અહિં કયાંથી આવ્યાં? અને આ સાચાં છે કે તે સાચાં છે તે જાણવાને સમર્થ થયા નહિ. આવી રીતે બ્રહ્મા શ્રીકૃષ્ણ પરમાત્માને મોહ કરવા ગયા પરંતુ પોતાની માયાથી પોતેજ મોહને પામ્યા ત્યાર પછી બધાં વાછડાંઓ અને બાલકોને શ્રીકૃષ્ણ રૂપ જોઇને સ્તબ્ધ થઇ ગયાં અને કાંઇ પણ કરવાને શક્તિમાન્ થયા નહિ. આવી રીતે બ્રહ્મા મોહ પામ્યા ત્યારે શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતાનો માયા રૂપી પડદો ખેંચી લીધો. ત્યારે બ્રહ્માએ પોતાના નેત્રને ઉઘાડીને જોયું તો આગળ રહેલું વૃન્દ્રાવન જોયું અને તેમાં માયાથી બાળકપણાને ધારણ કરનારા વાછરડાં અને બાળકોની શોધ કરતા, અને જેના હાથમાં ભોજનનો કોળીઓ રહી ગયેલ છે, એવા બ્રહ્મ સ્વરૂપ પરમાત્મા બ્રહ્માના જોવામાં આવ્યા. શ્રીકૃષ્ણ પરમાત્માના આવી જાતના મહિમાને જોઇને પોતાના વાહન હંસથી નીચા ઉતરી પડી, દંડવત નમસ્કાર કરી, પોતાના ચાર મુકુટોથી પરમાત્માના ચરણનો સ્પર્શ કરી, આનંદથી ઉત્પન્ન થયેલાં નેત્રજળથી અભિષેક કર્યો, આવી રીતે બ્રહ્મા વારંવાર ઉઠી ઉઠીને, અને પૂર્વે જોયેલ મહિમાનો વિચાર કરીને, શ્રીકૃષ્ણ પરમા-

ત્માના ચરણુ કમલમાં પડયા. અને, નીચું મસ્તક કરી, હાથ જોડીને કંપતા બ્રહ્માએ, ગદગદ વાણીથી પરમાત્માની ૧ સ્તુતિ કરી.

એક વખતે રામ અને શ્રીકૃષ્ણુ પરમાત્માના સખા શ્રીદામા નામનો ગોવાળીઓ, અને સુબલ અને સ્તોક આદિ ગોવાળીઆઓ, પ્રેમથી રામ અને શ્રીકૃષ્ણુ પરમાત્માને કહેવા લાગ્યા કે હે રામ? હે શ્રીકૃષ્ણુ? અહીંથી નજીકમાં મોટું તાલનું વન છે. ત્યાં ઘણા ફળો પડેલાં છે. અને પડે છે. પરંતુ ગધેડાના રૂપને ધારણ કરનાર, ધેનુકાસુર કોઇને પણ જવા દેતો નથી. અમોને તે ફળો ખાવાની ઇચ્છા છે. માટે જો તમોને અનુકુળ આવે તો આપણે ત્યાં જઇએ. આવી રીતે ગોવાળીઆઓનું કહેવું થતાં રામ અને શ્રીકૃષ્ણુ પરમાત્મા ગોવાળીઆઓની સાથે તાલ વન પ્રત્યે ગયા. બલરામે પોતાના બે હાથથી તાલના વૃક્ષોને કંપાવીને ફળો પાડી નાખ્યાં ત્યારે ધેનુકાસુર પૃથ્વીને કંપાવતો દોડી આવ્યો અને પોતાના પાછલા બે પગ બલરામની છાતીમાં મારીને પોતાની જાતિનો શબ્દ કરી ભાગી ગયો. ફરી આવીને બળરામની સામે ઉભો રહ્યો તેટલી વારમાં બલરામે તેના પાછલા બે પગો ઝાલી, તેને ફેરવીને મારી નાખી, તાલના ઝાડ ઉપર ફેંકી દીધો તેના દેહથી હણાયેલો તાલ બીજા પાસેના તાલ ઉપર પડયો અને તે વળી તેની પાસેના તાલ ઉપર પડયો આવી રીતે કેટલાંએક તાલના વૃક્ષો કંપવા લાગ્યાં. ધેનુકાસુર મરી ગયા પછી તેનાં સગાંસંબંધીઓ આવ્યાં તેને પણ રામ અને કૃષ્ણે પાછલા પગથી ઝાલી અને તાલના વૃક્ષમાં પછાડયાં અને મારી નાખ્યાં.

---

શ્રીકૃષ્ણુ પરમાત્માનો મહિમા જોવા માટે બ્રહ્મા ગોવાળીઆઓ અને વાછરડાંઓને હરી ગયા હતા તે સત્યલોકમાં એક વર્ષ સુધી રહયાં હતાં. ગોવાળીઆઓએ અઘાસુરને મારવાની જે વાત શ્રીકૃષ્ણુ પરમાત્માના પાંચમાં વર્ષમાં બની હતી તે છઠ્ઠે વર્ષે વ્રજમાં જઇને કહી સંભળાવી હતી. આ પ્રસંગ શ્રીમદ્ભાગવતમાં લખેલ છે.

આ રામ, અને શ્રીકૃષ્ણ પરમાત્માનાં મોટાં કર્મને જોઇને દેવતાઓએ આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરી. ત્યાર પછી ગોવાળીઆઓએ તાલનાં ફળો ખાધાં, અને પશુઓ ઘાસ ચરવા લાગ્યાં.

એક વખતે શ્રીકૃષ્ણ પરમાત્મા બળરામ વગર પોતાના મિત્રોની સાથે યમુનાજીના કાંઠા ઉપર ગાયો ચારવાને ગયા. તે વખતે ઉનાળો હતો તેથી તીવ્ર તડકાથી પીડાતા ગોવાળીઆ અને ગાયોએ, ઝેરવાળાં યમુનાજીના જળનું પાન કર્યું અને તેથી તે બધાં મૃત્યુને પ્રાપ્ત થયાં. શ્રીકૃષ્ણ પરમાત્માએ મરી ગયેલ તે બધાંને અમૃત દૃષ્ટિથી જીવતાં કર્યાં, જીવતાં થયેલાં બધાં એક બીજાના સામું જોતાં પરમ વિસ્મયને પ્રાપ્ત થયાં. ત્યાર પછી શ્રીકૃષ્ણ પરમાત્માએ કાલિય નામના નાગથી વિષરૂપ થયેલ યમુનાજીના ધુનામાંથી કાલિય નાગને બહાર કાઢવા માટે વિચાર કરીને, કદંબના ઝાડ ઉપર ચડીને, યમુનાજીના ધુનામાં ઠેકડો માર્યો, તેટલી વારમાં કાલિય નાગ પોતાના સ્થાનનો પરાભવ જોઇને, સત્વર આવ્યો અને ઘનશ્યામ સુકુમાર, પીતાંબરને ધારણ કરનાર, ભય વગરના રમતા શ્રી કૃષ્ણ પરમાત્માને જોઇને તેઓના મર્મસ્થાનમાં ડંસ કરીને પોતાના શરીરથી શ્રીકૃષ્ણ પરમાત્માના શરીરને તેણે વીંટી લીધું કાલિય નાગથી વીંટાયેલા શ્રીકૃષ્ણ પરમાત્માને જોઇને દુઃખ પામેલા ગોવાળીઆઓ યમુનાના કાંઠા ઉપર મૂર્છા ખાઇને પડી ગયા. શ્રી કૃષ્ણ પરમાત્મા જ્યારે સર્પના બંધનથી બંધાણા ત્યારે વૃજમાં મોટો ઉત્પાત થયો તે જોઇ નંદાદિ ગોવાળીઆઓ, રામ વિના શ્રીકૃષ્ણ પરમાત્મા ગાયો ચારવા ગયા છે, એમ જાણીને તે દુષ્ટ ઉત્પાતોથી પોતાના પુત્રનું મૃત્ય જાણીને, શોકયુક્ત થઇ, બાળક, સ્ત્રી અને વૃદ્ધ સહિત શ્રીકૃષ્ણ પરમાત્માને જોવાને માટે ગોકુળથી બહાર નિકળ્યા, બળરામ શ્રીકૃષ્ણ પરમાત્માની શક્તિને જાણતા હતા. તો પણ તે બધાને જતાં અટકાવ્યાં નહિ. તે બધા ગોવાળીઆઓ યમુનાજીને કાંઠે આવ્યા અને ત્યાં ધુનામાં સર્પથી વીંટાયેલા

શ્રી કૃષ્ણ પરમાત્માને જોઇને દુઃખ પામ્યા તે વખતે યશોદાજી યુનામાં પડવાને તૈયાર થયાં તેમને ગોપીઓએ રોકી લીધાં, અને નંદાદિ ગોવાળીઆઓને યુનામાં પડતા રોકી રાખ્યા. આવી રીતે પોતાના માટે દુ;ખી થતા ગોકુળને જોઇને શ્રીકૃષ્ણ પરમાત્મા પોતાના દેહના વિસ્તારથી નાગના બંધનથી નીકળી ગયા અને સર્પની ચોતરફ ફરવા લાગ્યા. આમ કરતાં સર્પ જ્યારે થાકી ગયો ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્મા તેની ફણાઓ ઉપર ચડી ગયા અને તેના ઉપર નાચવા લાગ્યા ત્યારે ગંધર્વ, સુદ્ધ અને, ચારણાદિ, નાના પ્રકારના વાદિત્રો લઇને ત્યાં આવ્યા, અને વગાડવા લાગ્યા. શ્રીકૃષ્ણ પરમાત્મા સો માથાવાળા કાલિયનું જે જે મસ્તક નમતું ન હોતું તેને પોતાના ચરણના પાતથી નમાવી દેતા હતા આમ કરવાથી તેના મુખ અને નાસિકાના છિદ્રમાથી, લોહી વહેવા લાગ્યું અને તે કાલિય નાગ મૂર્છાને પામ્યો. જ્યારે કાલિય નાગ બધી રીતે અશકત થઇ ગયો ત્યારે અનાદિ પુરૂષ પરમાત્માનુ સ્મરણ કરી મનથી પરમાત્માને શરણે ગયો અને તેની સ્રીઓ અને બાળકો હાથ જોડી કાલિય નાગને છોડાવવા માટે શ્રીકૃષ્ણ પરમાત્માને નમસ્કાર કરી સ્તુતિ કરવા લાગ્યાં. ૧નાગ પત્નીઓની સ્તુતિથી પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણ પરમાત્માએ

---

પૂર્વે લક્ષ્મીજીએ કેતુમાલ ખંડમાં, સાતકલ્પ અને છાશી યુગ પર્યન્ત શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણકમલની રજના દર્શનને માટે તપ કર્યું હતું તો પણ વિષ્ણુ ભગવાન કે જેઓ સદાને માટે અખંડ અક્ષરાતીત પરમાત્માનું ધ્યાન કરે છે તેઓએ અક્ષરાતીત પરમાત્માના સ્વરૂપનું લક્ષ્મીજીની પાસે યથાસ્થિત વર્ણન કર્યું નહોતું. એક વખતે વિષ્ણુ ભગવાન અક્ષરાતીત પરમાત્માનું ધ્યાન કરતા હતા તેવામાં લક્ષ્મીજીએ આવીને ધ્યાન કરતા ભગવાનને જોયા. ભગવાનને ધ્યાનથી નિવૃત્ત થતા જાણી બે હાથ જોડીને લક્ષ્મીજી ભગાનને કહેવા લાગ્યાં કે હે પ્રભુ

કાલિય નાગને છોડી દીધો, અને ત્યાર પછી તેણે પણ સ્વસ્થ થઈને પરમાત્માની સ્તુતિ કરી, ત્યારે પરમાત્માએ કાલિયનાગને કહ્યું કે તારે આ યમુનાજીના ધુનામાંથી બહાર નીકળી જઈ, તારા જ્ઞાતિ, પુત્ર, અને સ્ત્રીઓની સાથે સમુદ્રમાં ચાલ્યું જવું. આ બાબતમાં જરા પણ વિલંબ કરવો નહી આવી રીતે કહેવાયેલો કાલિયનાગ પોતાના કુટુંબની સાથે રમણક નામના દ્વીપમાં ગયો અને ત્યારથી યમુનાજી ઝેર વગરનાં થયાં. કાલિયનાગને યમુનાજી માંથી દૂર કર્યા પછી, વ્રજવાસિઓ અને ગાયોની સાથે એક રાત્રિ યમુનાજીના કાંઠા ઉપર શ્રીકૃષ્ણ પરમાત્મા રહ્યાં હતા, ત્યારે વનમાં દાવાનળ નામનો અગ્નિ ઉત્પન્ન થયો હતો જે બધાને બાળવા લાગ્યો. અર્ધરાત્રે ઉત્પન્ન થયેલ, દાવાનળને જોઈને, ગોવાળાઓએ

---

તમે ચૌદ લોકના અધિપતિ છો છતાં તમો કોનું ધ્યાન કરો છો? ત્યારે ભગવાને કહ્યું કે હું જેના સ્વરૂપનું ધ્યાન કરૂં છું તેનો મહિમા શ્રવણ કરવાને તમારો અધિકાર નથી. લક્ષ્મીજીએ તે સ્વરૂપ જોવાને માટે તપ કર્યું ત્યારે તેમના ઉગ્ર તપને જોઇને સર્વ દેવતાઓ ક્ષીર સાગરને કાંઠે આવીને વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરીને કહ્યું કે તમો લક્ષ્મીજીનું સાંત્વન કરો. દેવતાઓનું વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે તે અક્ષરાતીત પરમાત્માના સ્વરૂપનું વર્ણન હાલમાં હું નહી કરૂં, પરંતુ રૂકમણી વિવાહ વખતે, તપના પરિતાપથી સંતપ્ત રૂકિમણીને લગ્નના પ્રસંગમાં ઇસારાથી સમજાવીશ. જ્યારે રૂકિમણી વિવાહ વખતે "વ્રજનો સાથ તેડાવો" એવું સુવાસણોએ વિવાહ સંબંધી ગીત ગાયું ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન ધ્યાનસ્થ થઇ ગયા. ત્યારે રૂકિમણી રૂપ લક્ષ્મીજી સમજી ગયાં કે આ વખતે વિષ્ણુ ભગવાન અખંડ વ્રજનું ધ્યાન કરે છે.

નાગ પત્નીઓએ પણ સ્તુતિ કરતી વખતે આવી જાતનો ભગવાનનો મહિમા ગાયો હતો.

ભયને પામી, શ્રીકૃષ્ણ પરમાત્માને શરણે ગયા અને કહ્યું કે હે પરમાત્મા ! આ દાવાનળથી અમારૂં રક્ષણ કરો. આવી રીતે પોતાના સંબંધીઓનું સંકટ જોઇને અનંત શકિત ધારણ કરનાર, શ્રીકૃષ્ણ પરમાત્મા દાવાનળનું પાન કરી ગયા.

પ્રકાશ સાતમો સમાપ્ત.



# પ્રકાશ ૮.

એક વખતે પોતાના ભાઇબંધોથી વીંટાયેલા શ્રીકૃષ્ણ પરમાત્માએ ગાયોના સમુહ સહિત વ્રજમાં પ્રવેશ કરીને રમવા લાગ્યા તેવામાં ગીષ્મ નામનો રૂતુ પ્રાપ્ત થયો. ઉનાળો મનુષ્યોને જો કે કેટલીક રીતે અપ્રિય છે તોપણ વૃન્દ્રાવનના ગુણોથી તે વસંત રૂતુ સમાન જણાયો. વૃન્દ્રાવનમાં નદીઓ, તળાવો, અને ઝરણાંના પાણીથી મંદ, શીતલ અને સુગંધ પવન વહેતાં, ગીષ્મ રૂતુનો તાપ તેઓને કાંઈ પણ અસર કરી શકતો નહોતો, અનેક જાતનાં પુષ્પોથી શોભાયમાન, મૃગ, અને પક્ષીઓ, મયુર અને ભ્રમરો જેમાં નાદ કરે છે એવા વનને જોઇને બળરામ અને ગોવાળીઆઓની સાથે વેણુને વગાડતા કૃષ્ણ પરમાત્માએ વૃન્દ્રાંવનમાં પ્રવેશ કર્યો. પરવાળા મોર પિચ્છ, અને માળાઓને જેણે ધારણ કરેલ છે એવા રામ શ્રીકૃષ્ણાદિ ગોવાળીઆઓ તે વખતે નાચવા લાગ્યા અને ગાવા લાગ્યા.

એક વખતે રામ અને શ્રીકૃષ્ણ પરમાત્મા ગોવાળીઆઓની સાથે પશુઓને ચારતા નદી પર્વત બગીચા, અને વનમાં રમતા હતા તેવામાં પ્રલંબ નામનો અસુર ગોવાળીઆના રૂપને ધારણ કરી રામ અને શ્રીકૃષ્ણ પરમાત્માને હરવા માટે આવ્યો. ત્યારે પરમાત્માએ તેને જોઇને, સર્વે ગોવાળીઆઓને કહ્યું કે આજે આપણે બબેની જોડી થઇને વિહાર કરીએ તે રમતમાં રામ અને શ્રીકૃષ્ણ પરમાત્મા બે નાયક થયા તેમાં કેટલાએક ગોવાળીઆઓ રામના પક્ષમાં ગયા. અને કેટલાકએક શ્રીકૃષ્ણ પરમાત્માના પક્ષમાં ગયા. તે એવી જાતની રમત હતી કે જે જીતી જાય તે ખંભે બેસે, અને હારી જાય તે તેને ઉપાડે. આમ કરતાં કરતાં તેઓ બધા ભાંડીરક નામના વડ સુધી ગયા. તે વખતે રામ અને રામના પક્ષવાળા, ગોવાળીઆઓ રમતમાં જીતી ગયા. ત્યારે કૃષ્ણ અને

તેના પક્ષવાળાઓએ તેને ખંભા ઉપર ધારણ કર્યાં, શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્રીદામાને ખંભે કર્યા. ભદ્રસેને વૃષભને અને પ્રલંબાસુરે બલરામને ખંભે કર્યા તે પછી પ્રલંબાસુર બલરામના ભારને સહન નહિ કરતાં પણ મર્યાદાથી બહાર નીકળી ગયો. પર્વતના જેવો જેનો ભાર છે એવા રામને વહન કરનાર પ્રલંબાસુર આકાશમાં આગળ વધવા લાગ્યો અને તેણે પોતાના ખરા સ્વરૂપને ધારણ કર્યું. ત્યારે તેના ભયંકર રૂપને જોઇને રામને જરા ત્રાસ લાગ્યો. થોડીવારમાં રામ નિર્ભય થઇને. પોતાને લઈ જતા દૈત્યને જોઇને એક જોસવાળી મુઠી તેના માથામાં મારી તેથી, મોઢામાંથી લોહીનો ઓકતો મોટો શબ્દ કરતો, તે પ્રલંબાસુર મૃત્યુને પ્રાપ્ત થયો. આવી રીતે બલરામે મારેલ પ્રલંબાસુરને જોઇને ગોવાળીઆઓ ઘણુંજ સારૂં કર્યું ઘણુંજ સારૂં કર્યું એમ બોલતા વિસ્મયને પામીને બલરામને અનેક શુભાશિષો આપવા લાગ્યા. આવી રીતે પાપી પ્રલંબાસુર મૃત્યુને પ્રાપ્ત થયો ત્યારે દેવતાઓ આકાશમાંથી બલરામ ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા અને તેઓના તે કર્મને વખાણવા લાગ્યા.

એક વખતે બધા ગોવાળીઆઓ, અને શ્રીકૃષ્ણ પરમાત્મા તેમજ બલરામ ક્રીડા કરવામાં લાગી ગયા હતા ત્યારે, તેની ગાયો ઇષિકાટલી નામના વનમાં ચાલી ગઇ, ત્યારે, ગાયોને ન દેખતાં સર્વે ગોવાળીઆઓ ગાયોને શોધવા લાગ્યા અને શોધતાં શોધતાં મુંજાટવીમાં પોતાની ગાયોને જોઇને નિવૃત્તિને પ્રાપ્ત થયા. જ્યારે મેઘસમાન ગંભીર વાણીથી શ્રીકૃષ્ણ પરમાત્મા ગાયોને બોલાવતા હતા, ત્યારે આનંદથી ગાયો સામી બોલતી હતી. આવી રીતે વૃન્દાવનમાં ગોવાળીઆઓની સાથે રામ અને શ્રીકૃષ્ણ પરમાત્મા ગાયો ચારતા, તેટલીવારમાં વનમાં ઉત્પન્ન થયેલ દાવાનલને

જોઇને બધા ગોવાળીઆઓ શ્રીકૃષ્ણ અને બલરામને શરણે ગયા અને કહ્યું કે હે કૃષ્ણ ? હે રામ ? આ દાવાનલથી અમારૂં રક્ષણ કરો. શ્રીકૃષ્ણ પરમાત્માએ ગોવાળીઆઓનું દીન વચન સાંભળીને કહ્યું કે તમો ભયને પામો નહિ તમો તમારી આંખોને બંધ કરો શ્રીકૃષ્ણ પરમાત્માની આજ્ઞા પ્રમાણે ગોવાળીઆઓ આંખો વીંચી ગયાં તેટલી વારમાં સર્વ શકિતમાન પરમાત્માએ પોતાના મુખથી અગ્નિનું પાન કર્યું તે ગોવાળીઆઓ નેત્રને ઉઘાડીને જુએ છે ત્યાં તેઓ ભાડીરક નામના વડ પાસે આવી પહોંચ્યા અને તે અદ્દભુત શ્રીકૃષ્ણ પરમાત્માના કર્મને જોઇને વિસ્મયને પામ્યા અને ત્યાર પછી શ્રીકૃષ્ણનું પરાક્રમ અને દાવાગ્નિથી પોતાના મોક્ષને જોઇને તેઓ બધા શ્રીકૃષ્ણને દેવરૂપે માનવા લાગ્યા. આવી રીતે પરમાત્મા વૃન્દાવનમાં વિહાર કરતા હતા તેવામાં વર્ષાઋતુ પ્રાપ્ત થઇ અને વર્ષાદ વરસવા લાગ્યો ત્યારે કંદ, મુળ, અને ફળનો આહાર કરતાં પરમાત્મા કોઈ વખતે પર્વતની ગુફામાં પેસીને રમતા હતા તે વખતે બલરામ અને ગોવાળીયાથીયુકત પરમાત્મા જલાશયની પાસે શિલા ઉપર દહીં અને ભાત રાખીને જમતા હતા. વર્ષાઋતુની શોભાને જોઇને પરમાત્મા મનમાં બહુજ ખુશી થયા. વર્ષા ઋતુ ગયા પછી, શરદ ઋતુ પ્રાપ્ત, થઇ તેમાં પણ પરમાત્માએ ગોવાળીઆઓની સાથે નાના પ્રકારની ક્રીડા કરી હતી.

ત્યાર પછી એક વખતે ગાયોને ચારતા શ્રીકૃષ્ણ પરમાત્મા વૃન્દાવનમાં પ્રવેશ કરીને કામને પ્રદીપ્ત કરનાર વેણુને બજાવી જે સાંભળીને ગોપીઓ પોતાની સખીઓ કૃષ્ણ પરમાત્માને વખા-

ળવા લાગી. શ્રી કૃષ્ણ પરમાત્માએ વૃન્દાવનમાં કરેલી લીલાઓનું વર્ણન કરતી ગોપીઓ પરમાત્મામય થઈ ગઈ.

એક વખતે હેમંત ૠતુના પહેલા માગશીર્ષ માસમાં નંદના વ્રજની[1] કુમારિકાઓ હવિષ્યાન્નનું ભોજન કરતી કાત્યાયની નામની દેવીનું પૂજન કરતી હતી. તે બધી સવારમાં યમુનાજીમાં સ્નાન કરી, યમુનાજીના કાંઠા ઉપર વેકરની મૂર્તિ કરી, તેને ચંદન પુષ્પાદિ ઉપચારોથી પૂજતી હતી. અને પૂજનના અંતમાં શ્રી કૃષ્ણ પરમાત્મા અમારા પતિ થાઓ એ પ્રમાણે દરરોજ કાત્યાયની દેવીની પ્રાર્થના કરતા હતી. આવી રીતે પોતાની પ્રાપ્તિને માટે વ્રત કરનાર વ્રજકન્યાઓનો અભિપ્રાય જાણી લઇ, એક વખતે શ્રીકૃષ્ણ પરમાત્મા તેઓ જે ઠેકાણે સ્નાન કરતી હતી તે ઠેકાણે ગયા અને ત્યાં જઇને તેમનાં વસ્ત્રોને ગ્રહણ કરી, શ્રીકૃષ્ણ પરમા[illegible] કદમના ઝાડ ઉપર ચડી ગયા. અને વૃજ કન્યાઓને કહેવા લાગ્યા કે તમો સર્વે અહીં આવીને તમારાં વસ્ત્રોને લઇ જાઓ. આવી રીતે ઉપહાસ કરાયેલી કન્યાઓ શરમને લઇને શ્રીકૃષ્ણની પાસે ગઇ નહિ અને કહ્યું કે હે

---

૧ શ્રીકૃષ્ણ પરમાત્માએ પૂતનાના સ્તનનું પાન અને ગોપીઓનાં વસ્ત્રોનું હરણ કર્યું હતું તે બેઅદબીને માટે નહિ પરંતુ તેઓના ઉપર અનુગ્રહ કરવાનેજ માટે હતું.

વસ્ત્રહરણના પ્રસંગમાં એક પ્રાચીન ઇતિહાસ છે તે નીચે મુજબ છે:—

પૂર્વે વેદોએ અખંડ અક્ષરાતીત પરમાત્માની લીલા જોવાને માટે અક્ષરાતીત પરમાત્માની સ્તુતી કરી હતી. અને તે ઇચ્છાવાળા તે વેદો બ્રહ્માના સ્વરૂપમાં રહ્યા હતા. એક વખતે બ્રહ્મા રાજસૂય યજ્ઞ કરવા લાગ્યા ત્યારે, અપ્સરાઓનું નૃત્ય જોઈ તેઓનું વીર્ય સ્ખલિત થઇ ગયું તેને અગ્નિના કુંડમાં હોમવામાં આવ્યું ત્યારે તેમાંથી તેના બાર હજાર વિભાગ થઇ ગયા, તે અગ્નિ કુમારના નામથી ઉત્પન્ન થયા. તે અગ્નિ કુમારો બધી વેદની રૂચાઓ હતી:— *

શ્રીકૃષ્ણ ! તમો આવી રીતે અન્યાય કરો નહિ. અમારાં વસ્ત્રોને આપો. અમો તમારી દાસીઓ છીએ. અને તમો કહેશો તે પ્રમાણે કરવા તૈયાર છીએ. જો તમો વસ્ત્ર નહિ આપો તો અમો નંદરાયને આ બાબત જણાવશું. આવી રીતે વ્રજ કન્યાઓનાં વચનોને સાંભળીને શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું કે, તમો મારી દાસી છો અને મારા કહેવા પ્રમાણે વર્તવા તૈયાર છો તો હું તમોને કહું છું કે તમો અહીં મારી પાસે આવીને તમારાં વસ્ત્રોને લઇ જાઓ. આવી રીતે શ્રીકૃષ્ણનું વચન સાંભળીને સર્વે ગોપીઓ પોતાની લાજ મર્યાદા જળવાય તે પ્રમાણે જલથી બહાર નીકળી. તેઓને શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું કે તમોએ વસ્ત્ર વગરનું સ્નાન કરેલ છે, અને તે તમોએ પાપ કરેલ છે, માટે તે પાપની નિવૃત્તિને માટે બે હાથ

---

* તે બધા અગ્નિ કુમારો દંડક વનમાં તપશ્ચર્યા કરવા ગયા હતા, તેવામાં રામચંદ્રજી ભગવાન રાવણાદિ અસુરોનો નાશ કરી, અને સીતાને સાથે વનમાં આવ્યા હતા, તે દંડક વનમાં સીતાજી ઋષિઓનાં દર્શન કરવા ગયાં પરંતુ તે બાબતની અગ્નિકુમારોને ખબર નહિ હોવાથી પરસ્પર વાર્તાલાપ કરવા લાગ્યા કે, વિષ્ણુ ભગવાનનો અવતાર રામચંદ્રજી પવિત્ર પુલસ્ત્ય મુનિના વંશનો નાશ કરી આ વનમાં આવેલા છે, એમ સાંભળેલ છે. એક મુનિએ કહ્યું કે ઇશ્વરાવતાર રામચંદ્રજીએ પવિત્ર બ્રાહ્મણ વંશનો નાશ શા માટે કર્યો? અને તે કરવાનું કારણ શું હતું? ત્યારે તે બાબતને જાણનાર એક મુનિએ કહ્યું કે પુલસ્ત્ય મુનિના પુત્ર બ્રહ્મરાક્ષસ રાવણ, સતી શીરોમણી સીતાદેવીનું બળાત્કારથી હરણ કરી લંકાપુરીમાં લઇ ગયો હતો, તે અમાનુષ કર્મ કરવાથી રામચંદ્રજીએ તે બ્રહ્મરાક્ષસનો નાશ કરેલ છે. આ પ્રસગ સાંભળી ઋષિઓ બોલવા લાગ્યા કે ખરેખર! આ જગતમાં સ્ત્રી છે તે દુખનું અને બંધનનું કારણ છે તેમજ તેને લઇને કેટલાએક કલહના પ્રસંગો આવે છે અને કેટલાકના પ્રાણ પણ જાય છે. હવે આ જગતમાં મુક્ત થવાની ઇચ્છા રાખનાર પુરૂષોએ જેમ બને તેમ સ્ત્રીનો અને સ્ત્રીના સંગીના*

જોડીને, નીચે પ્રણામ કરીને, તમારાં વસ્ત્રોને ગ્રહણ કરો. એવી રીતે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહેવાયેલ ગોપીઓ વસ્ત્ર વગર કરેલ સ્નાનને વ્રતનો ભંગ કરનાર જાણીને પોતે કરેલ વ્રતની પરિપૂર્ણતાને માટે તે પરમાત્માનેજ નમસ્કાર કર્યા. ત્યારે તેઓના શુદ્ધ ભાવથી પ્રસન્ન થયેલા પરમાત્માએ તેઓને વસ્ત્ર આપવા માંડયાં. અને સર્વે કન્યાઓએ પોતપોતાના વસ્ત્રોને પહેરી લીધાં, પોતાના ચરણ કમલની પ્રાપ્તિને માટે વ્રત કરનાર, વ્રજ કન્યાઓની મનની ઇચ્છાને જાણી લઇને પરમાત્માએ કહ્યું કે હે વ્રજ કન્યાઓ? તમારો સંકલ્પ સારી રીતે મારા જાણવામાં આવી ગયેલ છે, તમારા મનની ઇચ્છા સંપૂર્ણ થશે. મારે વિષે બુદ્ધિ રાખનાર માણસનો કામ (વિષયેચ્છા) કદી પણ અનર્થને ઉત્પન્ન કરનાર થતો નથી.

---

+ સંગનો પરિત્યાગ કરવો જોઇએ. કારણ કે તેનાથી ઘણા અનર્થો ઉત્પન્ન થવા પામે છે. આ મુનિઓનો વાર્તાલાપ સાંભળી, સતી શિરોમણી સીતાજી ક્રોધયુક્ત થઇને બોલ્યાં કે હે? અગ્નિ કુમારો? તમોએ આવી રીતે આની નિંદા કરેલી છે તો તમારા દેહમાંથી બબે વિભાગ થઇ જઇ તમો આંગ્યા થઈ જાઓ. આવી રીતે સીતાજીએ તો અગ્નિ કુમારોને શાપ આપ્યો. આ શાપને લઇને જગતમાં હાહાકાર થઇ રહ્યો અને તે બાબતની રામચંદ્રજીને ખબર પડતાં તેઓને ખેદ થયો. અને ત્યાર પછી કહ્યું કે હે અગ્નિ કુમારો? તમો વેદની રૂચાઓ છો. તમોને મોક્ષની ઇચ્છા નથી. તમોએ અખંડ રાસમાં લીલા કરવાની ઈચ્છાથી દેહ ધારણ કરેલ છે. તો તમારા એક એક દેહમાંથી જે બબે દેહો ઉત્પન્ન થયેલ છે તેમાંથી બાર હજાર તમારા આત્માને હું મારા આત્મામાં લીન કરૂં છું અને બાકીના બાર હજાર તમારા દેહો સ્ત્રી રૂપે ઉત્પન્ન થશે. આ બાર હજાર દેહો કન્યા રૂપે જગતમાં ઉત્પન્ન થયા. આ બાર હજાર કન્યાઓને જયદ્રથ નામના રાજાએ એક લગ્ને પરણવાની ઇચ્છા કરી હતી; પરંતુ નંદજી ધન આપીને તે કન્યાઓને પોતાના વ્રજમાં લઈ આવ્યા હતા. તે કન્યાઓએ કાત્યાયની દેવીનું વ્રત કર્યું હતું. કાત્યાયનીનું વ્રત કરતાં એક વખતે શ્રીકૃષ્ણ પરમાત્માએ તેઓના...

માટે તમો મારામાં ભાવ રાખવાથી કૃતાર્થ થયેલી છો અને તમો મારી સાથે થોડા વખત પછી રાત્રિમાં રમશો. આવી રીતે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહેવાયેલી કુમારિકાઓ પરમાત્માના ચરણ કમળનું ધ્યાન કરતી, વ્રજમાં ગઇ, વ્રજકન્યાઓ ગયા પછી, બળરામ અને ગોવાળીઆઓની સાથે ગાયો ચારતા શ્રી કૃષ્ણ, ગ્રીષ્મ ઋતુના તડકામાં પોતાની છાયાથી છત્ર રૂપે વૃક્ષોને જોઇ, ગોવાળીઆઓને કહેવા લાગ્યા કે હે ગોવાળીઆઓ ! જુઓ આ વૃક્ષો વાયુ, વર્ષાદ, તડકો અને હિંમને સહન કરે છે. અને બીજાને વારે છે. માટે તેનું જીવિત ધન્યવાદ આપવા યોગ્ય છે. વળી આ વૃક્ષો પાત્ર પુષ્પ ફળ, છાલ, મૂળ, વલ્કલ, કાષ્ઠ, ગંધ, ગુંદ, વગેરેથી બીજાના કામોને પૂર્ણ કરે છે-આવી રીતે કહેતા પરમાત્મા નમ્ર શાખાવાળા વૃક્ષોના મધ્યમાં થઇને યમુનાજી પ્રત્યે ગયા અને ત્યાં ગાયોને જળપાન કરાવી, પોતે અને ગોવાળીઆઓએ જળપાન કર્યું. તે વનમાં પશુઓને ચારતા, ક્ષુધાથી પીડાને

*વસ્ત્રનું હરણ કર્યું હતું. હવે જે રામચંદ્રજીના આત્મામાં અગ્નિ કુમારોના બાર હજાર આત્માઓ લીન થયા હતા, તે વ્રજમાં બાળક રૂપે ઉત્પન્ન થયા હતા. જે પુતનાએ પોતાનાં વિષયુકત સ્તનનું પાન કરાવી, તેઓને મારી નાખ્યા હતા, તે પૂતનાના સ્તનનું પાન કરી શ્રી કૃષ્ણ પરમાત્માએ તેના પ્રાણ લીધા હતા. તે બાળકોના પ્રાણ જે પૂતનાના હૃદયમાં હતા તે પૂતનાનું શ્રીકૃષ્ણ પરમાત્માએ સ્તન પાન કરી તેના પ્રાણ લીધા હતા. આવી રીતે અગ્નિ કુમારોના બાર હજાર આત્માઓને પૂતનાના સ્તનમાંથી ખેંચી લઇ પોતાના આત્મામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ રાખી લીધા હતા તે આત્માઓને કન્યાઓને વસ્ત્ર આપતી વખતે વસ્ત્રમાં ગોઠવીને આપ્યા હતા તેથી અગ્નિકુમારોના એક એક દેહમાંથી જે બબ્બે દેહો થઇ ગયા હતા તેમાંથી એક દેહ થવા પામ્યો. આ અગ્નિકુમાર રૂપી વેદ ઋચાઓને શ્રી કૃષ્ણ પરમાત્માએ રાસમાં સખીઓની સાથે આનંદ લેવાને માટે બોલાવેલ હતી.

પ્રાપ્ત થયેલ ગોવાળીઆઓ રામ અને શ્રી કૃષ્ણ પરમાત્માને કહેવા લાગ્યા કે હે રામ ! હે કૃષ્ણ ! અમોને બહુજ ભુખ લાગી છે, તેની શાંતિ કરવાને માટે તમો યોગ્ય છો. આવી રીતે ગોવાળીઆ-ઓએ કહેવાયેલા પરમાત્મા પોતાના પરમ ભકત બ્રાહ્મણની સ્ત્રીઓ ઉપર અનુગ્રહ કરવાને માટે આ પ્રમાણે બોલ્યા કે હે ગોવાળીઆઓ અહીંથી થોડે દૂર, વેદને જાણનાર બ્રાહ્મણો સ્વર્ગને માટે આંગીરસ નામના યજ્ઞને કરે છે, ત્યાં તમો જઇને મારૂં અને બળરામનું નામ લઇ, અન્નને માગજો, આવી રીતે તેઓનું કહેવું સાંભળી, ગોવાળીઆઓ જ્યાં બ્રાહ્મણો યજ્ઞ કરતા હતા, ત્યાં ગયા અને હાથ જોડી નમસ્કાર કરીને કહ્યું કે હે બ્રાહ્મણો ! અમો શ્રી કૃષ્ણ પરમાત્માના નોકર છીએ, અને અમોને બળરામે મોકલેલ છે. તો તેને માટે અન્ન આપો. આવી રીતે ગોવાળીઆઓના કહેવા ઉપર તે બ્રાહ્મણોએ કાંઇ પણ લક્ષ આપ્યું નહિ. ત્યારે તે ગોવાળીયાઓ પાછા રામ અને શ્રીકૃષ્ણની પાસે આવીને બનેલી બાબત તેઓને જણાવી ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માએ હસી ને કહ્યું કે હવે તમો તેઓની સ્ત્રીઓ પાસે જાઓ તેઓની સ્ત્રીઓનો મારા ઉપર સદ્દભાવ છે તો તેઓ અવશ્ય તમોને અન્ન આપશે. એ પ્રમાણે કહેવાયેલા ગોવાળીઆઓ ફરીને તે યજ્ઞ સ્થળ પ્રત્યે જઇને, પત્નીની શાળામાં બેઠેલી બ્રાહ્મણની સ્ત્રીઓને નમસ્કાર કરી બોલ્યા કે હે બ્રાહ્મણની પત્નીઓ ! આ અમારાં વચનને સાંભળો અહીંથી નજીકમાં ગાયોને ચારતા રામ અને શ્રી કૃષ્ણે અમોને મોકલેલ છે, અને તેઓને ભૂખ લાગેલ છે તો અમોને અન્ન આપો. પરમાત્માને વનમાં આવેલા જાણીને તે બધી બ્રાહ્મણની સ્ત્રીઓ સંભ્રમવિભ્રમયુકત થઇને, ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, અને ચોષ્ય આ ચાર પ્રકારનાં અન્નને ગ્રહણ કરી પરમાત્માની પાસે જવાને માટે તૈયાર થઇ. તેટલી વારમાં તેમના પતિ, બંધુ, અને દિકરાઓ વગેરે તેઓને રોકી રાખવા લાગ્યા. તેઓ તે

વખતે રોકાણી નહિ. અને પરમાત્માનાં દર્શન કરવા માટે ગઇ. અનેક અશોકના વૃક્ષોથીયુક્ત, યમુનાજીના બગીચામાં, ગોવાળીઆઓની સાથે રમતા, અને ગોવાળીઆઓથી વીંટાયેલા શ્રીકૃષ્ણ પરમાત્માને તેઓએ જોયા. જે પરમાત્માના ગુણો કાનથી સાંભળેલા હતા તે પરમાત્માનું સાક્ષાત દર્શન કરી તે બ્રાહ્મણની સ્ત્રીઓએ ઘણા દિવસના પરિતાપનો પરિત્યાગ કર્યો એ રીતે પોતાની પાસે આવેલ બ્રાહ્મણની સ્ત્રીઓને જોઇને પરમાત્માએ કહ્યું કે હે સ્ત્રીઓ? તમો મારી પાસે આવ્યાં તે ઘણુંજ સારૂં કર્યું છે. તમો ખુશીથી બેસો. મારાં દર્શનને માટે તમારૂં મારી પાસે આવવું સર્વથા યોગ્ય છે. વિદ્વાન પુરૂષો મારી નિષ્કામ ભક્તિ કરે છે. તમારી શુદ્ધ ભક્તિ જોઇને હું અતિશય પ્રસન્ન થયેલો છું. આ જગતમાં તમોને ધન્ય છે. હવે તમો યજ્ઞ સ્થળ પ્રત્યે પાછાં જાઓ. તમારા પતિઓ રાહ જોતા હશે. આવી રીતે પરમાત્માનાં વચનોને સાંભળીને બ્રાહ્મણની સ્ત્રીઓએ કહ્યું કે હે પરમાત્મા? આવી રીતે બોલવાને માટે તમો યોગ્ય નથી. અમો અમારા પતિ પુત્રાદિકનો ત્યાગ કરી તમારી દાસીઓ થવા માટે તમારી પાસે આવેલ છીએ માટે અમારો ત્યાગ ન કરો. અને તમારી દાસ્ય ભક્તિ અમોને આપો. અમારા પતિ તથા પુત્રો અમારો સ્વીકાર કરશે નહિ માટે હવે તમોજ અમારી ગતિ થવા યોગ્ય છે. ત્યાર પછી પરમાત્માએ કહ્યું કે હે સ્ત્રીઓ દેવતાઓ પણ તમોને માન આપશે તો પછી તમારા પતિ પુત્રાદિક માન આપે તેમાં તો શુંજ કહેવું. તમો શંકા રાખ્યા વગર તમારે સ્થળે જાઓ. મારા ભક્ત પુરૂષો મારો અંગથી સંગ ચાહતા નથી. પરંતુ મનથી સંગનેજ ચાહે છે. મારે વિષે મનને રાખતી તમો થોડા વખતમાં મારા સ્વરૂપને પ્રાપ્ત થશો. એવી રીતે શ્રી કૃષ્ણ પરમાત્માએ કહેવાયેલી બ્રાહ્મણની સ્ત્રીઓ યજ્ઞને સ્થળે ગઇ અને તે બ્રાહ્મણોએ તેઓમાં કાંઇપણ દોષબુદ્ધિ નહિ

કરતાં પોતાની સાથે બેસાડીને યજ્ઞનું કામ પૂર્ણ કર્યું. જ્યારે બ્રાહ્મણની સ્ત્રીઓ પરમાત્માની પાસે જવા તૈયાર થઇ હતી ત્યારે કોઈ એક બ્રાહ્મણે પોતાની સ્ત્રીને ઘરમાં રોકી રાખી હતી. તે સ્ત્રીએ પરમાત્માનું સ્મરણ કરતાં પોતાના દેહનો પરિત્યાગ કર્યો. શ્રીકૃષ્ણ પરમાત્મા બ્રાહ્મણની સ્ત્રીઓએ લાવેલ ચાર પ્રકારના અન્નથી ગોવાળીઆઓને જમાડીને પછી પોતે જમ્યા. આ પ્રસંગની બ્રાહ્મણોને ખબર પડી ત્યારે તેઓ પોતાને ધિક્કારવા લાગ્યા અને પોતાની સ્ત્રીઓને વખાણવા લાગ્યા. ત્યાર પછી તેઓને પરમાત્માના દર્શનની ઇચ્છા ઉત્પન્ન થઇ પરંતુ કંસના ભયથી તે બ્રાહ્મણો શ્રીકૃ-ષ્ણ પરમાત્માનાં દર્શન કરવા માટે જઇ શકયા નહિ.

પ્રકાશ આઠમો સમાપ્ત.



## પ્રકાશ ૯.

એક વખતે બળદેવની સાથે વ્રજમાં નિવાસ કરતાં શ્રી કૃષ્ણ પરમાત્માએ, ઇન્દ્રયાગ કરવાને માટે તૈયાર થયેલા ગોવાળીઆઓને જોયા. અંતર્યામી શ્રી કૃષ્ણ પરમાત્મા સર્વ વાતને જાણતા હતા, તો પણ નમ્ર થઇને નંદજી અને ગોવાળીઆઓને પૂછ્યું કે હે પિતા! આ બધી તમો શાને માટે તૈયારી કરો છો? આ બાબત જાણવાની મારી ઇચ્છા છે. તમારા જેવા સાધુ પુરૂષો કોઇપણ કામને ગુપ્ત રાખતા નથી. માટે તમો જે કામ કરવાને માટે તૈયાર થયા હો તે મને કહી સંભળાવો. ત્યારે નંદજીએ કહ્યું કે ઇન્દ્રની મૂર્ત્તિરૂપી મેઘ પ્રાણીઓને જીવનભૂત જળને વર્ષે છે. તે ઇન્દ્રની અમો અને બીજા મનુષ્યો નાના પ્રકારનાં યજ્ઞોથી પૂજા કરીએ છીએ. અને તેની કૃપાથી મનુષ્યો પોતાની આજીવિકાને મેળવી શકે છે. જે અમો કરવા ધારીએ છીએ, તેનું ઇન્દ્રયાગ એવું નામ છે. આ અમારો પરંપરાગત ધર્મ છે. જે માણુસ, કામ, લોભ અને દ્વેષાદિથી પરંપરાગત ધર્મને છોડી આપે છે તે કલ્યાણને પ્રાપ્ત થતો નથી. આવી રીતે નંદજીના વચનોને સાંભળીને, ઇન્દ્રને માટે ક્રોધ ઉત્પન્ન કરતા શ્રીકૃષ્ણ બોલ્યા કે આ જગતમાં જીવ વર્ગ પોતાના કર્મથી ઉત્પન્ન થાય છે અને સુખ દુઃખાદિપણ* કર્મથીજ ઉત્પન્ન થાય છે. માટે પોતપોતાના કામમાં લાગેલા પ્રાણીઓનું પૂર્વજન્મના સંસ્કારથી ઉત્પન્ન થયેલ કર્મને કોઇનાથી પણ ફેરવી શકાતું નથી. આ જીવ

---

*પ્રણામિધર્મમાં પ્રેમભાવે (સખીભાવે) સેવાધર્મ કરવાનું લખેલું છે. એટલે તે પણ કર્મયોગ કહેવાય પરંતુ તે નિષ્કામ રીતે તે કર્મોનું ફળ પરમાત્માર્પણ કરેલ છે તેથી તે કર્મ કોઇ પણ રીતે અનર્થ ઉત્પન્ન કરી શકતું નથી. શ્રીમદ્ભાગતવના પ્રથમ સ્કંધમાં લખેલું છે કે કર્મ છે તે જન્મ મરણાદિને ઉત્પન્ન કરનાર છે. પરંતુ જો તે ઇશ્વરાર્પણ રીતે કરવામાં આવે છે તો તે ઉત્તમ ગતિનું કે મોક્ષનું સાધન થઇ પડે છે.

કર્મને આધીન થઈ નાના પ્રકારના દેહને પામે છે અને તેનો ત્યાગ કરે છે. માટે ખરી રીતે જોતાં કર્માધીન માણસે કર્મનીજ પૂજા કરવી જોઇએ. તેમાં ઇન્દ્રાદિ દેવોની પુજા કરવાની આવશ્યકતા નથી. આ જગતમાં પોતાના ગુણ કર્મથી ઉત્પન્ન થયેલા, બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રો આ ચાર વર્ણો છે તેમાં બ્રાહ્મણો વેદ ભણાવીને વૃત્તિ કરે છે. ક્ષત્રીયો પૃથ્વીની રક્ષા કરી પોતાની વૃત્તિ કરે છે. વૈશ્યો ખેડ કરવી અને વ્યાપાર આદિથી પોતાની વૃત્તિ ચલાવે છે અને શુદ્રો બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણ વર્ણોની સેવા કરી પોતાની આજીવિકા ચલાવે છે. આગળ જે વૈશ્યની વૃત્તિ કહી તે, ખેડ, વેપાર, ગાયોને રાખવી, અને વ્યાજવટું કરવું એ પ્રમાણે ચાર પ્રકારની છે. તેમાં આપણે હંમેશાં ગોરક્ષ વૃત્તિવાળા છીએ, આપણને શહેર, દેશ, ગામ કે ઘર કાંઇ પણ નથી આપણે તો વન અને પર્વતોમાં રહેનારા છીએ. તો ગાયો, બ્રાહ્મણો અને પર્વતને માટે યજ્ઞ કરવો જોઇએ. વળી તમોએ ઉન્દ્રયાગને માટે જે સામગ્રીઓ તૈયાર કરેલ છે, તેથીજ આ યજ્ઞ થઇ શકશે. નાના પ્રકારના પકવાનો તૈયાર કરો. બ્રાહ્મણોની પાસે અગ્નિમાં હોમ કરાવો, અને હોમ કરનાર બ્રાહ્મણોને ઘણું અન્ન અને ગાયો રૂપી દક્ષિણા આપો. યજ્ઞ કરતી વખતે જે કોઈ પણ યાચક તરીકે આવે તેને યોગ્ય રીતે આપો. ગાયો માટે ખડ આપો. અને ગોવર્ધન પર્વતને માટે બળિદાન આપો. તમો બધા સારી રીતે જમી, સારાં વસ્ત્રો પહેરી, ચંદનાદિથી લેપ કરીને, ગાયો, બ્રાહ્મણ, અગ્નિ અને પર્વતને પ્રદક્ષિણા કરો. આ મેં મારો અભિપ્રાય તમોને જણાવેલો છે જો અનુકુળ આવે તો તે પ્રમાણે કરો. ઇન્દ્રના અહંકારના નાશને માટે પરમાત્માએ કહેલ વચનનો બધાએ સ્વીકાર કર્યો અને પરમાત્માએ જેમ કહ્યું હતું તે પ્રમાણે કરવાનો વિચાર કરી, બધી સામગ્રીઓ સાથે લઇને, પોતાની ગાયોના ટોળાંઓને આગળ કરીને, ગાડામાં બેસી નંદાદિ ગોવાળીઆઓ, ગોવર્ધન પર્વત પાસે ગયા. તે

વખતે ગોપીઓ પણ ગાડા ઉપર બેસીને પરમાત્માનાં ચરિત્રો ગાતી ગાતી ત્યાં ગઇ; અને ત્યાં જઇને બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન વંચાવીને યજ્ઞના દ્રવ્યથી, પર્વત અને બ્રાહ્મણોને બળિદાન આપી, ગાયોને માટે ખડ આપીને તેઓ બધાએ તે ગોવર્ધન પર્વતની પ્રદક્ષિણા કરી. તે વખતે પરમાત્માએ ગોવાળીઆઓને વિશ્વાસ બેસાડવા માટે બીજું રૂપ ધારણ કરી પર્વત ઉપર ચડીને કહ્યું કે હું ગોવર્ધન પર્વત છું એમ બોલતાં પરમાત્માએ બળિદાનનું ભક્ષણ કર્યું તે વખતે વ્રજવાસીઓની સાથે પોતાના આત્મરૂપ તે સ્વરૂપને શ્રીકૃષ્ણ પરમાત્માએ નમસ્કાર કર્યા અને કહ્યું કે હે વ્રજવાસીઓ ! આ પર્વતે આપણા ઉપર મોટો અનુગ્રહ કરેલો છે આ પર્વત પોતાની પૂજા નહિ કરનાર મનુષ્યોને સર્પાદિ નાના પ્રકારનાં રૂપો ધારણ કરી મનુષ્યોને મારે . માટે ગાયો અને આપણાં કલ્યાણને માટે આ ગોવર્ધન પર્વતને આપણે નમસ્કાર કરીએ ત્યાર પછી તેઓ બધા ગોવર્ધનોત્સવ ઉજવી કૃષ્ણ સહિત વ્રજમાં ગયા. સ્વર્ગમાં વસતા ઇન્દ્રને શ્રીકૃષ્ણ પરમાત્માની અનુમતિથી પોતાનો યજ્ઞ બંધ થવાનું જાણવામાં આવતાં નંદાદિ ગોવાળીઆઓ ઉપર કોપ કરી, પોતાના સાંવર્તક નામના મેઘના ગણને કહ્યું કે શ્રીકૃષ્ણ નામના મનુષ્યનો આશ્રય કરી નંદાદિ ગોવાળીઆઓએ મારો અપરાધ કરેલ છે માટે તમો વ્રજ પ્રત્યે જાઓ, અને ત્યાં જઇને તેના અહંકારનો અને પશુઓનો નાશ કરો. તમો વર્ષવા લાગશો ત્યારે ઐરાવત નામના હાથી ઉપર બેસીને દેવતાઓના ગણો સહિત હું ત્યાં આવીશ આવી રીતે ઇંદ્રે મોકલેલો મેઘગણ નંદજીના ગોકુલપ્રત્યે આવીને વીજળી અને કડાકા કરીને તીવ્ર વાયુની સાથે કરાઓના રૂપમાં વર્ષવા લાગ્યો તેથી તે જળના સમૂહથી બધી પૃથ્વી બુડી ગઈ કે જેમાં ઉચું કે નીચું કાંઇ પણ જાણી શકાતું નહોતું આવી રીતે વર્ષાદ અને વાયુથી ત્રાસને પ્રાપ્ત થયેલા ગોવાળીઆઓ ગોપીઓ અને પશુઓ

શ્રીકૃષ્ણ પરમાત્માને શરણે જઇને કહ્યું કે કોપને પ્રાપ્ત થયેલ ઇન્દ્રથી અમારી રક્ષા કરો. આવી રીતે દુઃખી થતા ગોવાળીઆઓનાં દીન વચનોને સાંભળીને શ્રીકૃષ્ણ પરમાત્માએ એક હાથ વડે બાલક છત્રાકનેજ જેમ તેમ ગોવર્ધન પર્વતને ધારણ કરી ગોવાળીઆઓ અને વ્રજમાં રહેનાર બીજાઓને કહ્યું કે આ પર્વતના ખાડામાં તમો પ્રવેશ કરો. મારા હાથમાંથી પર્વત પડી જશે એવો તમો લેશ માત્ર પણ શંકા કરશો નહિ. પરમાત્માનું કહેવું સાંભળીને ગોવાળીઆઓ અને ગોપીઓએ પોતાની ગાયોનાં ટોળાની સાથે તે ગોવર્ધન પર્વતના ખાડામાં પ્રવેશ કર્યો અને શ્રીકૃષ્ણ પરમાત્માએ સાત દીવસ સુધી પોતાના એક હાથથી[1] ગોવર્ધન પર્વતને ધારણ કરી રાખ્યો. તે વખતે ત્યાં આવેલ ઇન્દ્ર કૃષ્ણ પરમાત્માના સામર્થ્યને જોઇને વિસ્મય પામ્યો અને પોતાના મેઘના ગણને વર્ષતા અટકાવ્યા. જ્યારે વર્ષાદ બંધ થયો ત્યારે ગોવર્ધન પર્વતને ધારણ કરનાર, પરમાત્માએ કહ્યું કે હે ગોવાળીઆઓ ? સ્ત્રી ગાયો, અને બાળકો સહિત તમો ખાડામાંથી

---

૧ પોતના વજનો ભંગ કરવાથી ઇન્દ્રે વ્રજના નાશને માટે પોતાના મેઘના ગણોને આજ્ઞા આપી તેઓ જ્યારે વ્રજ ઉપર વર્ષવા લાગ્યા ત્યારે દુઃખને પામેલ ગોપ, ગોપીઓ, અને ગાયો તેમજ વાછરડાંઓ ઉપર દયા લાવી શ્રીકૃષ્ણ પરમાત્માએ તેઓના રક્ષણને માટે ગોવર્ધન પર્વતને સાત દિવસ સુધી પોતાના એક હસ્તકમલથી ધારણ કરી રાખ્યો તેનું કારણ એ છે કે પુર્વે રામાવતારમાં સીતાની શોધને માટે હનુમાનાદિક વાંદરાઓને આજ્ઞા કરી હતી, અને હનુમાનજી સીતાજીની શોધ કરીને આવ્યા ત્યાર પછી રામચંદ્રજીએ સર્વે વાંદરાઓને આજ્ઞા કરી કે તમો સર્વે મોટા મોટા પર્વતો ઉપાડી સમુદ્રમાં નાખી પાજ બાંધો પાજ બંધાઇ રહી તે વખતે રામચંદ્રજીએ હનુમાનને કહ્યું કે હવે કોઇએ પણ પર્વત લાવવા નહિ ત્યારે હનુમાનજીએ ઉંચકેલ ગોવર્ધન પર્વતને પાછો પોતાને સ્થાને છોડી દીધો. ત્યારે ગોવર્ધન પર્વતે હનુમાનને કહ્યું કે તમોએ મને શ્રીરામચંદ્રજીના ચરણ કમળનો સ્પર્શ

બહાર નીકળો, વાયુ અને વર્ષાદ શાંત થઇ ગયેલ છે અને નદીઓ પણ ઉતરી ગયેલ છે માટે કાંઇ પણ ભય જેવું નથી. ત્યાર પછી પરમાત્માના વચનને સાંભળીને ગોવાળીઆઓ પોતાની ગાયોના ટોળાઓને આગળ કરીને, અને પોતાની સામગ્રીઓને ગાડા ઉપર રાખીને, સ્રી બાળક અને વૃદ્ધ સહિત તે ખાડામાંથી બહાર નીકળ્યા. ત્યારે શ્રી કૃષ્ણ પરમાત્માએ તેઓ બધાં જોતાં હતાં તેવામાં ગોવર્ધન પર્વતને પોતાને સ્થળે મુકી દીધો. આવી રીતે શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતાનું રક્ષણ કર્યું ત્યારે ગોવાળીઆઓ પ્રેમથી પરમાત્માને મળ્યા. અને ગોપીઓએ, દહીં ચોખા, અને જળથી પરમાત્માની પૂજા કરી અનેક શુભાશિષો આપી. યશોદા, રોહિણી, નંદ અને બળદેવ પણ કૃષ્ણને ભેટીને તેઓને આશીષો આપી. શ્રીકૃષ્ણ પરમાત્માના આ દિવ્ય કાર્યને જોઇને આકાશમાં દેવતાના ગણ, સિદ્ધ ગંધર્વ, અને ચારણો, સ્તુતી કરવા લાગ્યા અને સંતુષ્ટ થઇને તેઓના ઉપર પુષ્પની વૃષ્ટી કરી તે વખતે આકાશમાં શંખ, અને નગારાં વાગવા લાગ્યાં. અને તુંબુરૂ આદિ ગંધર્વો ગાવા લાગ્યા. આવી રીતે પોતાના ઉપર સદ્‌ભાવ ધરાવનાર ગોવાળીઆઓથી વીંટાયેલ પરમાત્માએ વ્રજમાં પ્રવેશ કર્યો. તે વખતે ગોપીઓ નાના પ્રકારનાં કૃષ્ણનાં ચરિત્રોને ગાવા લાગી. શ્રી કૃષ્ણ પરમાત્માએ ગોવર્ધન પર્વતને ધારણ કરી વ્રજનું રક્ષણ કર્યું તે પ્રસંગ સાંભળીને

---

કરાવવાનું વચન આપેલ છે તો તમારે તમારૂ વચન પાળવું જોઇએ આ ગોવર્ધન પર્વતનું કહેલું હનુમાનજીએ રામચંદ્રજીને જણાવ્યું ત્યારે રામચંદ્રજીએ કહ્યું કે જયારે હું દ્વાપર યુગમાં કૃષ્ણાવતાર ધારણ કરીશ ત્યારે હું આ ગોવર્ધન પર્વતનો ઉધ્ધાર કરીશ શ્રીકૃષ્ણ પરમાત્માએ ઇન્દ્રનો યજ્ઞ બંધ પાડી ગોવર્ધનોત્સવ કરાવ્યો હતો તેનું કારણ ગોવર્ધન પર્વતનો ઉધ્ધાર કરવો તેજ હતું આ ગોવર્ધનનો ઉધ્ધાર શ્રીકૃષ્ણ પરમાત્માએ ચતુર્વ્યુહ સ્વરૂપથી કરેલ છે. આ પ્રસંગ રામાયણમાં લખેલો છે.

ગોલોકથી સુરભિ નામની ગાય અને ઇન્દ્ર શ્રીકૃષ્ણ પરમાત્માની પાસે આવ્યા. એકાંતમાં પરમાત્માને મળીને લજ્જા પામેલ ઇન્દ્રે પોતાના મસ્તકથી શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણકમલમાં નમસ્કાર કરી, નાના પ્રકારની સ્તુતિ કરી, અને કહ્યું કે ઐશ્વર્યના મદથી યુકત મારો અપરાધ ક્ષમા કરવા તમો યોગ્ય છો. હવે ફરીથી મારો આવી બુદ્ધિ થવા પામો નહિ. આ તમારો અવતાર દુષ્ટ પુરૂષોના નાશને માટે સત્પુરૂષોના સંરક્ષણને માટે અને મારા જેવા ઐશ્વર્યથી મદોન્મત્તના અહંકારના નાશને માટે છે વાસુદેવ અને યાદવના પતિ એવા તમોને હું નમસ્કાર કરૂં છું ત્યારે ભગવાને કહ્યું કે સ્વર્ગની લક્ષ્મીથી મદોન્મત થયેલ તારા અનુગ્રહને માટે મેં તારો યજ્ઞ બંધ પાડયો હતો હું જેના ઉપર અનુગ્રહ કરૂં છું તેને સમૃદ્ધિથી ભ્રષ્ટ કરી દઉં છું હે ઈંદ્ર! હવે તારૂં કલ્યાણ થાઓ અને તારા અધિકારમાં રહી અહંકાર વગરના તારે મારી શિક્ષાનુસાર સર્વ કામ કરવું તે પછી કામધેનુ ગાય પોતાનાં વાછડાંઓની સાથે કૃષ્ણને નમસ્કાર કરીને કહ્યું કે તમો અમારા નાથ છો અને અમારૂં દૈવત છો. માટે ગાય વિપ્રો અને સાધુ પુરૂષોના અભ્યુદયને માટે તમોજ અમારા ઇંદ્ર થાઓ. બ્રહ્માએ પ્રેરણ કરાયેલા અમો ઇંદ્ર રૂપી તમારા ઊપર અભિષેક કરીશું આમ કહીને સુરભિ નામની ગાયે પોતાના દૂધથી અને ઇંદ્રે ઐરાવત નામના હાથીની શુંઢમાં લાવેલા આકાશ ગંગાના જલથી શ્રીકૃષ્ણ પરમાત્મા ઉપર અભિષેક-કરીને ઈંદ્રે શ્રીકૃષ્ણ પરમાત્માનું ગોવિંદ એવું નામ પાડયું જ્યારે સુરભિ ગાય અને ઈંદ્રે પરમાત્મા ઉપર અભિષેક કર્યો ત્યારે તુંબુરૂ અને નારદાદિ રૂષિઓ ગંધર્વ વિદ્યાધર અને ચારણાદિ પરમાત્માના યશને ગાવા લાગ્યા દેવતાની સ્ત્રીઓ નાચવા લાગી. મોટા મોટા દેવતાઓ કૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરી આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા પરમાત્માનો અભિષેક કર્યો ત્યારે ત્રણ લોકો સુખને પ્રાપ્ત થયા. ગાયો સારી રીતે દૂધને આપવા લાગી.

મધને આપનારાં વૃક્ષો થયા. પર્વતો પોતામાં રહેલ મણિયો પ્રકટ કરવા લાગ્યા અને જે પ્રાણીઓમાં અંદરઅંદર વૈરભાવ વર્તતો હતો તે પ્રાણીઓ વૈર વગરનાં થઇ ગયા આવી રીતે ઇન્દ્ર શ્રી કૃષ્ણ પરમાત્માનો અભિષેક કરી, પરમાત્માએ આજ્ઞા અપાયેલ દેવતાઓની સાથે સ્વર્ગમાં ગયો અને અને સુરભિ ગાય પણ પોતાના વાછડાઓ સહીત ગોલોકમાં ગઇ.

એક વખતે શ્રી કૃષ્ણ પરમાત્મા વ્રજમાં વસતા હતા તેવામાં નંદજીએ એકાદશીનું વ્રત ગ્રહણ કરી, ઉપવાસ કરી, અને પરમાત્માનું પૂજન કરીને, બારશને દિવસે રાત્રિએ યમુનાજીના જળમાં આસુરી વેળાએ, સ્નાન કરવા માટે પ્રવેશ કર્યો તે વખતે ત્યાં આવેલ વરૂણનો નોકર આસુરી વેળાએ જળમાં સ્નાન કરતાં નંદજીને પોતાના સ્વામી વરૂણ પાસે લઇ ગયો જ્યારે વ્રજમાં નંદજી જોવામાં આવ્યા નહિ ત્યારે સર્વે ગોવાળીઆઓ, રામ અને કૃષ્ણની પાસે વિલાપ કરવા લાગ્યા. શ્રી કૃષ્ણ પરમાત્મા તેના વિલાપને સાંભળીને, અને વરૂણ લોકમાં લઇ જવાયેલા પોતાના પિતાને જાણીને ભકતજનને અભય આપનાર પરમાત્મા વરૂણ લોકમાં ગયા લોકપાલ વરૂણે આવેલા શ્રીકૃષ્ણ પરમાત્માને જોઇને પરમાત્માના દર્શનથી જેને મહોત્સવ ઉત્પન્ન થયેલ છે એવા, પરમાત્માની મહા પૂજા કરી અને કહ્યું કે આજે મારો દેહ કૃતાર્થ થયેલો છે અને મને મોટામાં મોટો પદાર્થ મળેલ છે જેના ચરણ કમળના ભજનથી મહાત્મા પુરૂષો સંસાર રૂપી સાગરના પારને ઉતરી ગયા છે તે તમારા ચરણ કમળનું મને દર્શન થયું તેથી મારા જીવિતને હું સફળ થયું માનું છું તમારા પિતાને નહીં ઓળખતો મારો અજ્ઞાની સેવક આ તમારા પિતાને અહીં લાવેલો છે. આ ખરી રીતે આપનો અપરાધ થયેલ છે, તે ક્ષમા કરવા તમો યોગ્ય છો આમ થવામાં મારો તો અનુગ્રહ થયેલ છે, કારણ કે તમારૂ મને દર્શન થયું એ મોટો લાભ થયેલ છે,

હવે હે પરમાત્મા આ તમારા પિતાને લઇ જાઓ આવી રીતે વરૂણે કહેવાયેલ શ્રીકૃષ્ણ પરમાત્મા પોતાના પિતાની સાથે, સ્નેહી સંબંધીઓને હર્ષ ઉત્પન્ન કરતા વ્રજમાં આવ્યા નંદજી એ આગળ કોઇ પણ વખતે નહિ જોયેલ વરૂણની સમૃદ્ધિ, અને લોકપાલનું શ્રીકૃષ્ણપરમાત્મામાં નમ્રપણું જોઇને, વ્રજમાં બધી બાબત કહી સંભળાવી ત્યારે ગોવાળીઆઓએ શ્રીકૃષ્ણને પરમાત્મા માનીને શ્રીકૃષ્ણ પરમાત્મા પોતાની બ્રહ્મનામની ગતિને ક્યારે પ્રાપ્ત કરશે, એમ મનમાં સંકલ્પ કર્યો. ત્યાર પછી સર્વના મનની વાતને જાણનાર શ્રી કૃષ્ણ પરમાત્મા તેઓના મનની વાતને જાણી લઇ, તેઓના સંકલ્પની સિદ્ધિને માટે વિચાર કરવા લાગ્યા.

અવિધા, કામ, અને કર્મથી નાના પ્રકારની યોનિઓમાં ફરતો આ જીવલોક, પોતાની ગતિને જાણી શકતો નથી માટે આ ગોવાળીઆઓને મારો વૈકુંઠ લોક બતાવવો જોઇએ એમ વિચાર કરી દેહાદિ ઉપાધિથી યુકત, પ્રાણીઓને મારા વૈકુંઠ લોકનું દર્શન અશકય છે, એમ માનીને પહેલાં દેહાદિથી રહિત, સત્ય, અને સ્વપ્રકાશક, બ્રહ્મ સ્વરૂપને શ્રીકૃષ્ણ પરમાત્માએ તેઓને બતાવ્યુ કે જેને જ્ઞાની પુરૂષો જોઇ શકે છે તે ત્યાર પછી બ્રહ્મરૂપી ધ્રુનામાં લઇ જવાયેલા અને પાછા શ્રીકૃષ્ણ પરમાત્માએ બહાર કાઢેલા, ગોવાળીઆઓએ વૈકુંઠ લોક જોયો જે લોક શ્રીકૃષ્ણ પરમાત્માએ અક્રુરજીને બતાવ્યો હતો તે લોકને ગોવાળીઆઓએ જોયો નિત્ય વૈકુંઠ લોકમાં વેદોએ સ્તુતિ કરાયેલા શ્રીકૃષ્ણ પરમાત્માને જોઇને, પરમ આનંદથી યુકત, નંદાદિ ગોવાળીઆઓ વિસ્મયને પામ્યા.

**પ્રકાશ નવમો સમાપ્ત.**

---

## પ્રકાશ ૧૦

આવી રીતે બ્રહ્માદિ દેવતાઓના નિયંતા શ્રીકૃષ્ણ પરમાત્માએ વ્રજમાં નાના પ્રકારની ક્રીડા કરી, તેનું સવિસ્તર વર્ણન કરવા માટે કોઈ પણ શકિતમાન થઇ શકે તેમ નથી. કારણ કે જેમ પરમાત્મા અનંત છે તેવી રીતે તેઓએ કરેલી લીલા પણ અનંત છે અનંત લીલા હોય તે અને તેનું જોઇએ તેવું વર્ણન ન થઇ શકે તે ભવિતવ્ય છે. આવી રીતે અગીઆર વર્ષ અને બાવન દિવસ પર્યંત બાળલીલા કરીને પછી, બ્રહ્મપ્રિયાઓના સ્વામી અક્ષરાતીત પરમાત્માના આવેશયુકત અક્ષર ભગવાન (કૃષ્ણ પરમાત્મા) મનોહર નિત્ય વૃન્દાવન પ્રત્યે ગયા એક વખતે સર્વ શકિતમાન્ અક્ષરાતીત પરમાત્માના આવેશ યુકત અક્ષર ભગવાને શરદઋતુથી પુષ્પપાલા છે વૃક્ષો જેમાં એવી, અને સુખને આપનાર રાત્રીઓ જોઇને રમવાનો વિચાર કર્યો. અને તે વખતે વિદ્યા અને અવિદ્યાની શકિતથી યુકત,સર્વ કાર્ય કરવામાં સમર્થ. સ્વપ્ન અને જાગરણવાળી, અને પોતાની ઉત્તમ શકિત રૂપ યોગમાયાનો તેઓએ આશ્રય કર્યો જે શકિતથી વીયોગમાં યોગ થાય છે તેનું નામ યોગમાયા કહેવાય છે ત્યાર પછી અનેક લતાઓ અને વૃક્ષોથી સંયુકત, મનોહર, અને અક્ષરના સ્વપ્નથી ઉત્પન્ન થયેલ બ્રહ્માથી માંડીને, કીડા પર્યંતને છેદી નાખનાર, નિત્ય વૃન્દાવનને અને લક્ષ્મીના મુખ સમાન કાંતિવાળા શરદ ઋતુના ચંદ્રને જોઇને રસિક શ્યામસુંદર અક્ષર ભગવાને પોતાની બંસી બજાવી[1] તે શ્રીકૃષ્ણ પરમાત્માના બંસીના નાદને સાંભળીને હર્ષ યુકત ગોપીઓ, પોતાના ઘર, પુત્ર, પિતા, માતા, ભાઇ સગાં સંબંધી, પતિ અને સાસરીયાઓને તુચ્છ ગણી, શ્રીકૃષ્ણ પરમાત્મા જે વનમાં બંસી બજાવતા હતા તેમની પાસે ગઇ. તે બધી ગોપીઓ સત્ય વેદના માર્ગને, દેશના માર્ગને કુલના

---

૧ અગીઆર વર્ષ અને બાવન દિવસ થાય છે.

માર્ગને, અને સર્વ ધર્મોના પરિત્યાગ કરી, જે પ્રેમ વડેજ શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રાપ્ત થાય છે. તે બીજા સેંકડો ઉપાયોથી પ્રાપ્ત થતા નથી તેથી પ્રેમથી મળી શકાય તેવા [૨] શ્રી કૃષ્ણ પરમાત્માને એક બીજાને બતાવતી, શ્રીકૃષ્ણ પરમાત્માને શરણે ગઈ.

જ્યારે માણસના હૃદય રૂપી ક્ષેત્રમાં પ્રેમ રૂપી અંકુર ઉત્પન્ન થાય છે. અને તે ગુરૂની વાણી રૂપી અમૃતથી, સીંચાય છે, ત્યારે સંસાર તરફ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે આવી રીતે પ્રથમ ગોપીઓના મનમાં પ્રેમાંકુર ઉત્પન્ન થયો અને ત્યાર પછી વૈરાગ્ય ઉત્પન્ન થયો તેથા તેઓ ગૃહાદિકનો પરિત્યાગ કરી, વૃન્દાવનમાં ગઇ હતી. વૈરાગ્યથી સંસારનો ત્યાગ કરી, ઇચ્છા વગરના માણસો થાય

---

૨ શ્રીકૃષ્ણ પરમાત્માએ આસો સુદિ ૧૫ ને દિવસે દિવસ અસ્ત થવાના વખતે ગોવાળીઆઓ અને ગાયોને વ્રજ પ્રત્યે મોકલી આપી, જેથી બ્રહ્મપ્રિયાઓને પૂર્વ ધામનું સ્મરણ થાય એવો તારતમ્ય મંત્ર વેણુંમાં ગાયો. હતો તે વેણુનાદથી જેઓને પોતાના પૂર્વ ધામનું સ્મરણ થયેલ છે એવી પ્રેમ સખીઓ, પોતાના પતિ પુત્ર ગૃહાદિકનો ત્યાગ કરી, વૃન્દાવનમાં ગઈ.

પોતાની સ્ત્રીઓ પોતાને છાડીને વૃન્દાવનમાં ગઇ તેમ છતાં તેમના પતિઆદીએ તેમની શોધખોળ કરી નહી તેનું કારણ એ છે કે તે વખતે શ્રીકૃષ્ણ પરમાત્માએ ચૌદ બ્રહ્માંડોનો લય કરી અક્ષરના હૃદયમાં સ્થાપ્યાં હતાં અક્ષર ભગવાનના હૃદયમાં અખંડ બ્રહ્માંડ રાખવાનું કારણ એ છે કે શ્રીકૃષ્ણ પરમાત્મા જે પૃથ્વીતલ ઉપર વિહાર કરે તેનો નાશ સંભવે નહિ તો ઉપર લખ્યા મુજબ તેનો નાશ થયો નથી પરંતુ સ્મૃતિ રૂપે અક્ષર ભગવાને અક્ષરાતીત પરમાત્માની પૂર્વ લીલાનો આનંદ નિરંતર પોતાના હૃદયમાં ચાલુ રાખેલ છે, એમ માહેશ્વર તંત્ર, અને પુરાણ સંહિતા વગેરે ગ્રન્થોમાં સવિસ્તર રીતે લખેલ છે.

છે અને જ્યારે પ્રેમનીવૃદ્ધિ થાય છે ત્યારે પરમાત્મા પ્રાપ્ત થાય છે આ બાબતમાં શંકા ઉત્પન્ન થાય તો વ્રજની સ્ત્રીઓજ તેમાં પ્રમાણ ભુત છે. કારણ કે તેઓને પ્રેમથી પરમાત્મા પ્રાપ્ત થયેલ છે, બધા શાસ્ત્રો અને પવિત્ર રૂષિમુનિઓ પણ પરમાત્માની પ્રાપ્તિમાં પ્રેમને ઉત્તમ ઉપાય માને છે.

હવે જે સખીઓ પરમાત્માની પાસે ગઇહતી, તે સાત્વિકી, રાજસી, અને [1]તામસી, એ પ્રમાણે ત્રણ પ્રકારની છે. શ્રી કૃષ્ણ પરમાત્માએ બજાવેલ બંસીના નાદને શ્રવણ કરીને, ભોજન કરતી ગોપીઓ ભોજનનો, ગાયને દ્હોતી, ગોપીઓ દુધનો, પતિની સેવા કરતી ગોપીઓ પતિનો, અને બાળકોને ધવરાવતી ગોપીઓ બાળકોનો ત્યાગ કરી, શ્રીકૃષ્ણ પરમાત્મામાં જેનું ચિત્ત લાગેલ છે એવી જે ગોપીઓ વૃન્દાવનમા પરમાત્માના પાસે ગઇ હતી તેઓને તામસી સખીઓ જાણવી. જે ગોપીઓ નેત્રમાં અંજન આંજતાં, એક આંખમાં જેણે કાજલ આંજેલ છે, અને અવળાંસવળાં જેણે વસ્ત્રો અને આભૂષણો ધારણ કરેલ છે, તે રાજસી સખીઓ જાણવી. અને જે પોતાના દેહ ઉપર અલંકાર ધારણ કરવા માટે પોતાના ઘરમાં ગઇ હતી, અને જેઓને તેઓના પતિઓએ વેગથી રોકી હતી, તે સાત્વિકી સખીઓ જાણવી.

શ્રી કૃષ્ણ પરમાત્માના વિરહથી ગ્લાનિને પ્રાપ્ત થયેલ અને દુ:ખથી આકુલવ્યાકુલ તે સાત્વિકી ગોપીઓ પોતાના દેહનો ત્યાગ કરી, પ્રિય અને પરમાનંદને આપનાર, પોતાના પ્રાણનાથ શ્રી કૃષ્ણ પરમાત્માને પ્રાપ્ત થઇ. આ સાત્વિકી સખીઓએ પ્રથમ દુ:ખનો અનુભવ કર્યો તેથી તેઓની દુ:ખ જોવાની ઇચ્છા પરિપૂર્ણ થઇ હતી.

---

[1]વિદ્યત્ શક્તિવાળી અથવા તો ઓજ:શક્તિવાળી તામસી સખીઓ કહેવાય છે.

યોગ માયાના વૈભવથી, દિવ્ય આકારને ધારણ કરનાર માયામય આકારનો ત્યાગ કરનાર, અને અલૌકિક વસ્ત્ર અને આભુષણને ધારણ કરનાર, સખી જનોએ પોતાના ગુણમય દેહનો ત્યાગ કર્યો. જેવી રીતે અલૌકિક શરીરને ધારણ કરનાર શ્રી કૃષ્ણ પરમાત્મા હતા, જેવું દિવ્ય અને નવીન વન હતું, જેવી દિવ્ય કાલીંદ્યાદિ નદીઓ હતી, તેવી રીતે સર્વે સખીજનો દિવ્યાકારને ધારણ કરનાર થયાં તેમાં બાર હજાર શ્રી કૃષ્ણ પરમાત્માના અંતઃપુરની અંગનાઓ હતી, તેની સાથે, બીજી વ્રજ કુમારિકાઓ કે જેણે કાત્યાયની દેવીનું વ્રત્ત કર્યું હતું આવી રીતે તે બધી છત્રીશ હજાર સખીઓએ વૃન્દાવનમાં જઇને, હાસ્યયુક્ત મુખવાળા ચપલ ભુજાવાળા, ભ્રમ સરખા કેશથી વીંટાયેલ મુખને ધારણ કરનાર, બંસીને બજાવતા, પીતાંબર અને શોભાયમાન કટિપશ્ચાત ભાગને ધારણ કરનાર, વનમાળાની શોભાથી યુક્ત કિશોર આકૃત્તિથી શોભાયમાન, અને રત્નથી જડેલ, મુકુટ, કંદોરો, કડાં, કંઠાભુષણ વીંટીઓ, આદિ નાનાં પ્રકારના અલંકારોથી શોભાયમાન, શ્રી કૃષ્ણ પરમાત્માને જોયા. શ્રી કૃષ્ણ પરમાત્મા તે આવેલ સર્વ સખીઓને જોઇને તમો ભલે આવ્યા એમ કહ્યું. હે સખિઓ ? વ્રજમાં બધાં કુશળ વર્તે છે ? તમારા આવવાનું કારણ મને કહો. જો તમો વૃન્દ્રાવન જોવા માટે આવેલ હો તો. આ નવીન વન તમારા જોવામાં આવી ગયેલ છે. તમારાં વાછડાંઓ, અને બાળકો રાડો પાડયા કરે છે માટે હે સખિઓ ? તમો વ્રજ પ્રત્યે જાઓ. ઘણા હિંસક પ્રાણીઓથી યુક્ત આ ભયંકર રાત્રિ છે. તેમાં સ્ત્રીઓએ ક્ષણ માત્ર પણ રોકવા જેવું નથી. માટે તમો સત્વર તમારે ઘેર જાઓ. તમારા પતિઓ, માતાઓ અને પિતાઓ તમોને શોધે છે. સ્ત્રીઓએ પોતાના પતિની, અને કુટુંબીઓની સેવા કરવી, એ તેઓનો પરમ ધર્મ છે પોતાનો પતિ, રોગી, આંધળો, બહેરો, પાંગળો, ક્રુર, ખરાબ બોલનાર અને જડ હોય તો પણ કુલીન સ્ત્રીએ તેનો પરિત્યાગ કરવો નહિ પણ

જો પાપી હોય તો તેને સુધારવા પ્રયત્ન કરવો, પરંતુ તેનો પરીત્યાગ કરવો નહિ.

એ પ્રમાણે અણુગમતી પરમાત્માની વાણીને સાંભળીને, દુઃખથી પીડિત અને અત્યંત મૂર્છાવશ થયેલ તે બધી સખીઓ શ્રીકૃષ્ણ પરમાત્માના સમીપમાં પડી ગઇ. તેમાં પણ જે સાત્વિકી સખીઓ હતી તે મૂર્છા ખાઇને પડી ગઇ અને જે રાજસી સખીઓ હતી તે હે દૈવ? આતો કષ્ટ ઉત્પન્ન થયું? એમ બોલવા લાગી. તેમજ તામસી સખીઓ હતી તે આ કૃપાનિધિ પરમાત્મા આપણુનો ત્યાગ નહિ કરે એમ પ્રભુની પાસે આવીને બોલવા લાગી. હે પ્રાણુનાથ? હે દયાના સાગર? તમો આવું અપ્રિય કેમ બોલો છો? દીનાનાથનું દીનજનને દુઃખ આપનારૂં બોલવું અનુચિત છે જેનું તમો અમોને કુશલ પુછો છો તે વ્રજ ક્યાં છે? તેની અમોને ખબર નથી ઓકી નાખેલ અન્નની પૈઠે જેનો પરીત્યાગ કરી આવેલ છે તેની વાર્તા કરવી તદ્દન નકામી છે હે નાથ તમો સર્વ વાતને જાણુનાર છો. તેમ છતાં અમારા આવવાના કારણુને પૂછો છો તે એક આશ્ચર્યની વાત છે. તમારી પ્રાપ્તિને માટે સર્વ પદાર્થનો ત્યાગ કરનાર, પરમહંસ જનો પણુ તમારૂં ભજન કરે છે. જે માટે તમોએ વાછડાંઓ અને પુત્રો રૂએ છે. માટેપાછા જાઓ એમ કહ્યું પરંતુ તે પુત્રો, પિતા, માતાઓ અને બાંધવો કોણુ છે તેઓને અમો જાણુતા નથી. તે બધાં વ્યવહારને લઇને ગણુાય છે, પરંતુ ખરી રીતે જોતાં તેઓ આત્માના સંગી નથી પણુ દેહના સંગી છે. જ્યાં સુધી મૂઢ પુરૂષો તમોને જોતા નથી ત્યાં સુધી તેઓ ચોતરફથી ભયને પામે છે. અમોએ તો તમોને પ્રત્યક્ષ જોયેલા છે. તો હવે અમોને ભય ક્યાંથી હોય? હે પ્રભુ? ધર્મને જાણુનાર, અને શિક્ષા કરનાર તમોએ પતિઆદિકની સેવા કરવી એ સ્ત્રીધર્મ છે એમ કહેલ છે તે બરોબર છે. અને તેથી તે કોઇ પણુ રીતે ખોટું છે એમ અમારાથી કહી શકાય તેમ નથી. હે સ્વામી? તમોજ અમારા પ્રાણુપતિ છો. અને સર્વ

પ્રાણીઓના આત્માભૂત છો. તે કારણુ માટે તમો સર્વદા સેવવા યોગ્ય છો. તમારૂં વાકય કોઇ દિવસ પણુ ખોટું થઇ શકતું નથી. અમારા જે પતિઓ છે તે અમારા દેહની સાથે સંબંધ ધરાવનાર છે, અને તે સંબંધ થોડો વખત રહી શકે તેમ છે. માટે ખરી રીતે વિચાર કરી જોઇએ તો તમોજ અમારા પતિ છો. હે દયાના સાગર? તમારા ચરણુકમળને છોડીને અમો કયાં જઇએ? તમારૂં ચરણુકમલ છોડીને રહેવા માટે અમોને કોઇ પણુ સ્થાન જોવામાં આવતું નથી."

શ્રીકૃષ્ણુ પરમાત્મા પોતામાં ચિત્ત રાખનાર પ્રેમ સખીઓનાં આવાં વચન સાંભળીને, સર્વનાં મનની વ્યથાને શાંત કરનારી મધુરવાણી બોલ્યા કે હે પ્રીયાઓ ? તમારી સંસારમાં બુદ્ધિ છે કે નહી એ બાબતની પરીક્ષા કરવાને માટે મેં તમોને આ વચનો કહેલાં છે. જ્યારે સંસારની વાસના છુટી જાય છે. ત્યારેજ મનુષ્ય આનંદ રસનોભોકતા થઇ શકે છે. માટે હે સખીઓ તમો જરા પણુ ખેદ કરો નહિ. તમારી બધી ઇચ્છાઓ સંપુર્ણ થશે. તમારી જે ઇચ્છા હોય તે જણુાવો તમારી ઇચ્છાઓને હું પુર્ણ કરીશ જે મનુષ્ય ધર્મ અને અધર્મનો પરિત્યાગ કરીને અનન્ય ભાવથી મને ભજે છે તે મને પ્રાણુથી પણુ અધિક પ્રિય છે અને તેને વારંવાર હું સુખી કરૂ છું. આવી રીતે અમૃતધારા સમાન શ્રીકૃષ્ણુ પરમાત્માની પ્રિય વાણીને સાંભળીને જેને આનંદ ઉત્પન્ન થયેલ છે એવી પ્રેમ સખીઓ એકદમ ઉભી થઇ ગઇ.

મોટા મનવાળી, સાથે મળેલી, તે પોતાની શકિતરૂપ સખીઓથી વીંટાયેલા અને અનેક આભૂષણોથી શોભાયમાન અંગવાળા કૃષ્ણુ મહારાજ આકાશમાં તારાના ગણોથી વીંટાયેલ ચંદ્રમાં શોભે તેમ શોભવા લાગ્યા. પ્રેમ સખીઓએ સેવેલ છે ચરણુકમલ જેનાં એવાં, શ્રી રાધાજીના ખંભા ઉપર હાથને રાખનાર નાટયની કળાને

ધારણુ કરનાર, અને મધુર સ્વરથી ગાયન કરતા, શ્રીકૃષ્ણુ પરમાત્મા તે વખતે પ્રેમ સખીઓની સાથે રમવા લાગ્યાં. શ્રીકૃષ્ણુ પરમાત્મા પોતે એકજ છે તો પણુ સર્વ પ્રેમ સખીઓના મનની ઈચ્છા પૂર્ણુ કરવા માટે બબે ગોપીઓના મધ્યમાં એક રૂપને ધારણુ કરીને રમવા લાગ્યા.

રાસ ક્રીડા રૂપી સાગરમાં મગ્ન મનવાળી પ્રેમ સખીઓના કેસપાસમાંથી પડી ગયેલા પુષ્પના સમૂહને શ્રીકૃષ્ણુ પરમાત્મા પોતે ઉપાડીને ફરીને તેઓના કેશપાશમાં ગોઠવી આપતા હતા કેટલી એક ગોપીઓના રાસ રમતાંરમતાં પળી ગયેલાં વસ્ત્રો અને આભૂશણોને જોઇને શ્રીકૃષ્ણુ પરમાત્મા જેમ જોઇએ તેમ તેઓને પાછાં પહેરાવતા હતા. આ પ્રમાણે. શ્રીકૃષ્ણુ પરમાત્મા આચરણુ કરવા લાગ્યા, ત્યારે માનવાળી. સર્વે ગોપીઓ પોતપોતાના આત્માને અધિક માનવા લાગી અને શ્રી કૃષ્ણુ પરમાત્મા અમારે વશ થઈ ગયા છે એમ પણુ તેઓ માનવા લાગી. તે માનીના પ્રેમ સખીઓના તેવી રીતે વધેલા મદને જોઇને તેના માનને ઉતારવા માટે અને અક્ષર ભગવાનના સ્મરણુને માટે ગોપીઓના સમૂહમાંથી રાધાજીને સાથે લઈને, સર્વના અંતર્યામી શ્રી કૃષ્ણુ પરમાત્મા બહાર નિકળી ગયા અને બીજા બગીચામાં પુષ્પની શય્યા કરીને રાધાજીની સાથે રમવા લાગ્યા.

## પ્રકાશ ૧૦ મો સમાપ્ત.



## પ્રકાશ ૧૧.

ગોપીઓના રાસમંડળમાંથી રાધિકાજીને સાથે લઈને તે બગીચામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ રાધાજીના કેશ ઓળવાનું કામ કરીને તે બગીચામાંથી બીજા બગીચામાં જવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાની પ્રિયા, શ્રીરાધિકાજીને કહ્યું કે હે શ્યામાજી ? આપણે બીજે સ્થળે જઈએ, અને બીજો બગીચો રમવાને માટે પસંદ કરીએ, ત્યારે કમળના જેવા નેત્રવાળાં, અને સુકુમાર અંગવાળા, શ્રીરાધિકાજી હર્ષથી બોલ્યાં કે હે નાથ ? આ વનથી બીજા વન પ્રત્યે પગથી ચાલવાને માટે હું અશકત છું. માટે હે પ્રાણ પ્રિય ? તમોને ગમે ત્યાં મને લઈ જાઓ. આવી રીતે માનવાળા શ્રીરાધાજીનાં વચનને સાંભળીને શ્રીકૃષ્ણ પરમાત્મા બોલ્યા કે હે શ્યામાજી ? જો તેમ હોય તો તમો મારી પાસે આવો અને મારા ખંભા ઉપર ચડી બેસો. માનથી ગર્વને પામેલાં રાધિકાજી આવી રીતે પ્રભુનાં વચનને સાંભળીને જેટલીવારમાં શ્રી પરમાત્માના ખંભા ઉપર બેસવા જાય છે તેટલીવારમાં શ્રીકૃષ્ણ પરમાત્મા [1] અંતર્ધાન થઈ ગયા. અંતર્ધાન થઇ ગયેલા પરમા-

---

૧ અખંડ રાસલીલામાં શ્રીકૃષ્ણ પરમાત્માનું અંતર્ધાન થવું સંભવતું નથી, કારણ કે, રાસલીલાના સમયમાં તે ભૂમિના વૃક્ષોનું એક પાન પણ ખરતું નથી, તો પછી રાસલીલાના મુખ્ય પ્રવર્ત્તક શ્રીકૃષ્ણ પરમાત્માના સ્વરૂપનું અંતર્ધાન થવું કેમ ઘટે ? આ શંકાનું સમાધાન નીચે લખ્યા મુજબ ત્રણ પ્રકારોથી થઇ શકે છે. અક્ષર ભગવાનની વ્રજલીલા એટલે બાળલીલા જોવાની ઇચ્છાને પૂર્ણ કરવા માટે, અને અક્ષર ભગવાનને રાસલીલાનો આનંદ બતાવવાને માટે તેમજ સખીઓને અક્ષરાતીત પરમાત્માના વિરહનો અનુભવ કરાવવા માટે ને અક્ષર ભગવાનની માયાના દુઃખનો અનુભવ કરાવવા માટે શ્રીકૃષ્ણ પરમાત્મા અંતર્ધાન થયા હતા.*

ત્માના સ્વરૂપનું સંક્ષેપથી વર્ણન કરાય છે. તેનું વિસ્તારથી વર્ણન કરતાં જીહ્વા જડ થઇ જાય છે. અંતર્ધાનના સમયમાં ક્ષર અને અક્ષરથી પર અક્ષરાતીત શ્રીકૃષ્ણ પરમાત્માએ વિચાર કર્યો કે આ વખતે અક્ષર ભગવાન અને સખીજનો રાસથી ઉત્પન્ન થયેલ આનંદરૂપી સાગરમાં મગ્ન થઇ ગયેલ છે. તેઓને પૂર્વ અવસ્થાનું જરા પણ ભાન નથી. તે વખતે અક્ષર ભગવાનના મનની ઇચ્છા પુર્ણ કરવા માટે અક્ષરાતીત પરમાત્માએ પોતાનો અક્ષર ભગવાનમાં જે આવેશ હતો તે જ્યારે ખેંચી લીધો ત્યારે અક્ષર ભગવાન આવેશ વગરના એકલા થઈ રહ્યા. જેવી રીતે સમાધિમાં બેઠેલા યોગી પુરૂષના હ્રદયમાંથી પરમાત્માનો અંશ નીકળી જતાં યોગીનો જીવ એકલો થઈ રહે છે તેવી રીત્તે અક્ષરાતીત પરમાત્માનો આવેશ નીકળી જતાં અક્ષર ભગવાન એકલા થઇ રહ્યા. ત્યારે પોતાના હ્રદય રૂપી ધામમાં જાગૃત અવસ્થાને પ્રાપ્ત થયેલ, અને વૃન્દાવનમાં અતર્ધાન થયેલ અક્ષર ભગવાન આશ્ચર્ય પામીને બોલવા લાગ્યા કે મેં આ મોટું વૃન્દાવન નામનું વન જોયું તેમાં પણ, રત્નથી બાંધેલ કાંઠાવાળી યમુના નામની નદી જોઇ. અને રાસક્રીડાના રસમાં મદોન્મત ચિતવાળી, સખીઓના ગણોને જોયા.

---

*શ્રીકૃષ્ણ પરમાત્મા અંતર્ધાન થયા તો પણ પ્રેમ સખીઓએ અનહદ પ્રેમથી તેઓને પોતાના હ્રદયથી દૂર કર્યા ન હોતા. આમ કરવાથી તે પ્રેમ સખીઓને દુઃખનો યથાસ્થિત અનુભવ થઇ શકયો ન હોતો. આજ કારણને લઇને, ફરીને અક્ષરની કાળ માયાનું ત્રીજું બ્રહ્માંડ એટલે વ્રજરાસ તથા અત્યારે જેમાં સદ્ગુરૂ શ્રી દેવચંદ્રજી મહારાજ તથા શ્રીજી સાહેબજી આદિ બાર હજાર વાસનાઓ છે તે બ્રહ્માંડને શ્રીકૃષ્ણ પરમાત્માએ ઉત્પન્ન કર્યું. આ બ્રહ્માંડ અક્ષરની માયા અને માયાના દુઃખનો અનુભવ કરવા માટે રચવું પડયું હતું જે બ્રહ્માંડમાં પ્રણામિ ધર્મના આદ્ય સંસ્થાપક સદ્ગુરૂ મહારાજ શ્રી દેવચંદ્રજી અને તેઓના શિષ્ય શ્રીજી સાહેબજી પ્રગટ થયા હતા.

અહો! અક્ષરાતીત પરમાત્માએ પોતાની લીલા રૂપી અમૃતના સાગરમાંથી, થોડુંક પવિત્ર લીલા રૂપી અમૃત કાઢીને મને આપેલું, તેનો મેં આ સ્વાદ કર્યો. મારાં અલ્પ ભાગ્યને લઇને મારાથી તે લીલારૂપી અમૃતનું સમગ્ર રીતે પાન કરી શકાણું નથી. અને તેથી અમૃતનું પાન કરનાર જેવી રીતે તૃપ્તિને પ્રાપ્ત થતો નથી. તેવી રીતે હું પણ તૃપ્તિને પ્રાપ્ત થતો નથી અર્થાત વારંવાર તેમને પીવાની ઇચ્છા થાય છે. તે લીલારૂપી અમૃતના પાન કરવાના સમયમાં મારી સમાધિની અવસ્થા છુટી ગઇ, અને જાગ્રત અવસ્થા પ્રાપ્ત થઈ તેથી મારાથી તે સમગ્ર લીલા રૂપી અમૃતનું પાન કરી શકાણું નહિ. અક્ષરાતીત પરમાત્માની સંપુર્ણ લીલા નહિ જોવાથી પોતાના આત્માને ન્યૂન માનતા અક્ષર ભગવાને સારી વાણીથી પુરૂષોતમ અક્ષરાતીત પરમાત્માની સ્તુતિ કરી હે સ્વામિનીના હે સખીઓના ઇશ્વર? હે દેવના દેવ? હે અમારા ઇશ્વર હે માયાના ઇશ્વર? હે અવ્યાકૃત નારાયણ ભગવાનને પણ ગાન કરવા યોગ્ય એવા અને જે હું તેને પણ ગાન કરવા યોગ્ય? હે સર્વોત્કૃષ્ટ? હે હે સખીઓનાં ઇશ્વર? હે? પોતાની આજ્ઞાથી સર્વેને ધારણ અને પાલન કરનાર, હે? બધાએ નમસ્કાર કરાયેલ પરમહંસ પુરૂષોએ નમસ્કાર કરાયેલ? હે? ભકત જનોના ઇશ્વર? હે? રાધિકાના ઇશ્વર? હે? બ્રહ્મા અને મહાદેવની રક્ષા કરનાર વિષ્ણુ ભગવાનના ઇશ્વર? હે લક્ષ્મીજીના પતિ વિષ્ણુ ભગવાનના ઇશ? હે? અદ્વૈત આનંદના ઇશ્વર? હે? ગોલોકવાસી ગોપીઓના ઇશ્વર? હે? ગોલોકની રક્ષા કરનાર ભગવાનના અધિપતિ? હે? ગાયો અથવા વાણી અથવા ઇન્દ્રિયોનાં પતિ? હે? રસિક જનોના ઇશ્વર? હે સારી બુદ્ધિવાળી પ્રિયાઓના ઇશ્વર? હે? પ્રાણનાથ? હે? શુદ્ધ વાણીથી ગાનાર, હે? મુંગાઓની પેઠે જેની વાણી રોકાઇ ગયેલ છે તેવાઓને પણ તારતમ્ય મંત્રને આપનાર? હે? પાખંડ ધર્મોનો નાશ કરનાર હે? સર્વ શકિતઓને ગ્રહણ કરનાર?

હે! પોતાની વિભૂતિઓનું પ્રમાણ કરનાર! હે! ઇશ્વરી વાણીને અગમ્ય! હે! મનથી ન જાણવા લાયક! હે! ઇન્દ્રિયોના દેવતાઓને પણ અગમ્ય! હે! સાંગ શ્રુતિ, શાસ્ત્ર અને પુરાણથી અગમ્ય! હે! પરમ હંસ પુરૂષોએ રમવા યોગ્ય! હે! સદ્ગુણથી પ્રાપ્ત થવા યોગ્ય! હે! સર્વ સ્થળોમાં પ્રકાશક! અને હે! અંધારના સમૂહને નાશ કરનાર! એવી રીતે અક્ષરાતીત પરમાત્માને સંબોધનો આપીને, પ્રશ્ન કરી અક્ષર ભગવાને કહ્યું કે હે! દયાસિંધુ! તમોએ જે પ્રેમલીલા રૂપી સાગરમાંથી, નીકળેલ જલનું બિંદુ મને પાયેલ છે. અને ફરીને આપવા માટે તમો યોગ્ય છો. હે! પ્રાણનાથ! ફરીને તમો મારા ઉપર પ્રસન્ન થાઓ અને પહેલાંની માફક લીલા બતાવો. આગલ જેવી સમાધી અવસ્થાં હતી, તેવી સમાધિ અવસ્થા, ફરીને, આપો કે જેથી તમારી વૃન્દાવન સંબંધી, રાસ લીલા ફરીથી મારા જોવામાં આવી શકે ફરીને અક્ષર ભગવાન પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે મેં આગલ જે જે લીલાઓ જોયેલ છે તેનું ફરીથી ધ્યાન કરવું જોઇએ. જો અક્ષરાતીત પરમાત્મા કૃપાલુ થશે તો તે લીલા ફરીને મને બતાવશે. એવીરીતે વિચાર કરતાં મહાત્મા અક્ષર ભગવાનના હૃદયમાં વૃન્દાવનની લીલા અખંડ થવા પામી. અંતઃકરણમાં જે ધ્યાન કરવું તે અંતર્ધ્યાન કહેવાય છે, અને નહિ જોયેલી, જે લીલાઓનું જે ચિંતન કરવું તેને ધ્યાન કહેવામાં આવે છે. અક્ષર ભગવાને જે અક્ષરાતીત પરમાત્માનાં દર્શનને માટે, ઇચ્છાતપ કર્યું હતું તે ભગવાન અક્ષરાતીત પરમાત્માની લીલા પોતાના જોવામાં આવતાં અક્ષર ભગવાન પરમ આનંદને પ્રાપ્ત થયા. લીલા જોવાને માટે ઈચ્છા રાખનાર મારે માટે અક્ષરાતીત પરમાત્માએ પોતાની લીલા પ્રકટ કરી, એવી રીતે અક્ષર ભગવાન પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યા. અંતર્યામી, દયાળુ, સર્વના ઈશ્વર, સર્વ વાતને જાણનાર, સર્વવ્યાપક, નિષ્કિંચન જન પ્રિય,જનોને વહાલા,

હમેશાં પૂર્ણાત્મા, અને ભાવથી ગોચર, મારા પ્રાણપતિ અક્ષરાતીત પરમાત્માએ મને અનન્ય નાથ જાણીને પોતાની લીલાનો વૈભવ બતાવેલ છે. માટે તે હમેશાં મારે ધ્યાન કરવા યોગ્ય છે. જેવી રીતે વૃન્દાવનની લીલા અક્ષર ભગવાનના હૃદયમાં અખંડ થઇ ગઇ તેવીજ રીતે,[૧] વ્રજની લીલા પણ અક્ષર ભગવાનના ચિત્તમાં અખંડ

---

૧ જ્યારે રાસલીલા કવામાં આવી હતી ત્યારે, પ્રેમ સખીઓ અક્ષરાતીત પરમાત્માના આવેશવાળા શ્રીકૃષ્ણ પરમાત્માના સ્વરૂપની સાથે રાસનો આનંદ અનુભવતી હતી, રાસ લીલામાં શ્રીકૃષ્ણ પરમાત્મા જ્યારે પ્રેમ સખીઓના અહંકારને દૂર કરવા માટે અંતર્ધાન થઇ ગયા ત્યારે પરમાત્માએ પોતાનો આવેશ રાધીકાજી ઉપર મુકયો હતો. આ આવેશવાળાં રાધીકાજીએ પોતાને કૃષ્ણ માની શ્રીકૃષ્ણ પરમાત્માએ વ્રજમાં કરેલ બાળલીલાઓને કરી હતી શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રસન્ન થઇ આપણને અવશ્ય દર્શન આપશે, એમ સખીઓને સૂચવીને, પોતાના હૃદયમાં જે વ્રજલીલાનું સ્મરણ હતું તદનુસાર, શ્રીરાધીકાજી વ્રજલીલા કરવા લાગ્યાં. આ વખતે અક્ષર ભગવાન પોતાના ધામમાં જાગૃત થયા અને પોતાના મનમાં વિચારવા લાગ્યા કે આ શું અદ્ભુત લીલાનો મને અનુભવ થાય છે. ખરેખર મને યાદ આવે છે કે જે લીલા જોવાની મેં અક્ષરાતીત પરમાત્મા પાસે માગણી કરી હતી તેજ લીલાનું મને દર્શન થાય છે. આવી રીતે વીચાર કરતાં અક્ષર ભગવાનના હૃદયમાં તેઓની ઇચ્છાથી વ્રજલીલા રાસલીલા અને બ્રહ્માંડની લીલા અખંડ થવા પામી હતી. આ કારણને લઇને અખંડ વ્રજ અને અખંડ રાસલીલાનું શાસ્ત્રમાં વર્ણન કરેલ છે અને આ વ્રજમાં જે રાસ થયેલ છે તે અખંડ રાસના નમુના તરીકે જગતને જ્ઞાન આપવા માટે છે અને તે કાલ માયાના ત્રીજા નાશાત્મક બ્રહ્માંડમાં શ્રીકૃષ્ણ ભગવાને દેખાડેલ છે. આવી રીતે રાસલીલા વખતે રાસમાં અંતર્ધાન થઇ ગયેલો પરમાત્માનો આવેશ ત્યાં અને ત્યાં છે. બીજે કોઇપણ સ્થળે ગયેલો નથી. આ પ્રસંગે શ્રીમુખ વાણીમાં સવિસ્તર રીતે લખેલ છે.

થઇ ગઈ, અર્થાત વ્રજલીલા, અને રાસલીલા બન્ને અક્ષર ભગવાના હૃદયાકાશમાં અખંડ સ્થિતિમાં થવા પામી. મહર્ષિઓ અક્ષર ભગવાનના હૃદયાકાશમાં નિત્ય વૃન્દાવનને જાણે છે, પણ જે વિષયાસકત હોય છે. તે તે પ્રમાણે જાણતા નથી. પંચ મહાભૂતોથી ઉત્પન્ન થયેલ, અસત્ય જગતના વિનાશિપણાથી અક્ષર ભગવાનના હૃદયવિના બીજે ઠેકાણે વૃન્દાવનનું નિત્યપણું ઘટતું નથી. અર્થાત નિત્ય વૃન્દાવન અક્ષર ભગવાનના હૃદયમાંજ રહેલ છે. શ્રી કૃષ્ણ પરમાત્મા અંતર્ધાન થયા તે વખતે વિયોગરૂપી અગ્નિથી સંતોષને પ્રાપ્ત થયેલ અને વનમાં રહેલા એકલા શ્યામાજી વિચિત્ર પ્રકારે રોતાં વિલાપ કરવા લાગ્યા ત્યાર પછી પ્રિય પરમાત્માના વિરહથી દુઃખીત ચિતવાળી, પ્રેમ સખીઓ, ઉંચ્ચા સ્વરથી રૂદન કરતી, વનમાં વૃક્ષોને પુછવા લાગી.

હે વૃન્દાવનના લતાં અને વૃક્ષો? પોતાની પ્રિયા સહિત અમારાં મનને હરીને ક્યાંક પણ ગયેલા નંદના પુત્ર કૃષ્ણ પરમાત્મા તમારા જોવામાં આવેલ છે? આવી રીતે વનમાં નાના પ્રકારનાં ઝાડો પાસે પોતાના પ્રિય શ્યામસુંદરને પૂછતી ગોપીઓ શ્રી રાધીકાજી સહિત શ્રી કૃષ્ણ પરમાત્માનાં ચરણ ચિન્હ જોઇને બોલી કે આ શ્રી કૃષ્ણ પરમાત્માના ચરણ કમળને જુઓ. આવી રીતે બોલતી અને જતી ગોપીઓ એક ઉત્તમ શય્યાને જોઇને બોલી કે હે? સખીઓ? આ સ્થળે પ્રભુ પોતાની પ્રીયાને સારૂં લગાડવા વારંવાર આ શય્યા ઉપર બેસીને પોતાની પ્રિયાની સાથે રમેલા છે. તે તમો જુઓ. ત્યારપછી, દૂરગહન અને વૃક્ષો અને લતાઓથી યુક્ત બગીચામાં જે બધી પ્રેમ સખીઓએ વિયોગનાં દુઃખથી તાપને પ્રાપ્ત થયેલા શ્રી શ્યામજીને જોયા ત્યારે તે બધી પ્રેમ સખીઓ શ્યામાજીને કહેવા લાગી કે હે પ્રિયા? આપણા પ્રાણેશ કયાં છે? તમો ખેદને પામેલા હો એમ જણાઓ છો? કમળનાં જેવા નેત્રવાંળાં શ્રી કૃષ્ણ

પરમાત્મા રાત્રીમાં તમોને છોડીને ક્યાં ગયા? ત્યારે શ્યામાજી બોલ્યાં કે હે? સખીઓ? મારાં વચનને શ્રવણ કરો. રસના સાગરમાં નિમગ્ન થયેલ મને જાણી એકાંતમાં વનમાં મને છોડી આપીને શ્રીકૃષ્ણ પરમાત્માએ મને અંતર્ધાન થઇ ગયા. હે પ્રેમ સખીઓ? જ્યારે શ્રી કૃષ્ણ પરમાત્માએ મને છોડી આપી ત્યારે હું વનમાં એકલી અત્યંત વિલાપ કરવા લાગી. હમણાં તમારા સમાગમથી જરા મને સુખ ઉત્પન્ન થયેલ છે. હવે આપણે બધાં સાથે મળીને આપણા પ્રિય પતિને શોધી કાઢીએ આપણે ઝટ ચાલો. આ બાબતમાં જરાપણ વિલંબ કરવો નહિ. રસિક શ્યામસુંદર શ્રી કૃષ્ણ પરમાત્મા આપણને અવશ્ય મળશે. તેમાં કોઇ પણ જાતનો સંદેહ નથી, શ્રી રાધાજીની આવી જાતની વાણીને સાંભળીને પ્રેમ સખીઓ તેવી રીતે શ્રી કૃષ્ણ પરમાત્માને શોધવા લાગી. અને તે બધી સખીઓ, રાધાજીની સાથે,[૧] વૃક્ષોને પૂછતી એક વનથી બીજા બન તરફ શોધવા લાગી. જ્યાં સુધી ચંદ્રમા પ્રકાશતો હતો. ત્યાં સુધી વૃન્દાવનમાં શ્રી કૃષ્ણ

---

૧ શ્રીકૃષ્ણ પરમાત્મા અંતર્ધાન થયા પછી શ્રીકૃષ્ણ પરમાત્માને શોધતી ગોપીઓ ઝાડો વગેરેને જોઇ શકી પરંતુ શ્રીકૃષ્ણ પરમાત્માને જોઇ શકી નહિ તેનું કારણ એ છે કે જ્યારે શ્રીકૃષ્ણ પરમાત્મા અંતર્ધાન થયા હતા ત્યારે યોગમાયાનાં પાંચ તત્વો કે જેનાથી દેહની પ્રતીતિ થાય છે, તે તત્વોને શ્રીકૃષ્ણ પરમાત્માએ પંચ મહાભૂતમાં મેળવી દીધાં હતાં. અક્ષરનાં આત્માને જાગૃત કર્યો અને પોતાના આવેશને રાધિકાજી ઉપર મુક્યો. અને પાછા પોતે જ્યારે પ્રકટ થયા ત્યારે તે તત્વો, આત્મા અને આવેશને પાછાં ખેંચી લીધાં, ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણ પરમાત્માએ યોગમાયાનો આશ્રય કરીને કર્યું હતું તેથી શ્રીકૃષ્ણ પરમાત્માનું યોગેશ્વર પણું સિધ્ધ થાય છે. આ પ્રમાણે કરવું એ પણ એક યોગની સિધ્ધિ છે. યોગેશ્વરો આવી અનેક પ્રકારની સિદ્ધ કરી બતાવે છે એમ પાતાંજલ યોગ શાસ્ત્રમાં લખેલ છે.

